[illegible] स्वर्गग्रन्थावलिः ग्रन्थांकः २६

# श्रीमद्गुरोर्महिम्नः स्तोत्रम् ।

श्रीमद्गुरुश्रीमन्नृसिंहाचार्यवर्यचरणशत-
-पत्रमकरन्दपानचतुरेण शीघ्रकाव्यकला-
कोविदेन मथुराहोपाह्वेन पुरुषोत्तम-
सूनुना नगीनशर्मणा रचितम् ।

द्वितीयाऽऽवृत्तिः

वि० सं० १९७४—मू० ६६—ख्रि० सं० १९१८

# શ્રી ગણેશ રહસ્યમાં ધર્મ સંકેત.

આ ચોપડી ધર્મવીર નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીની કોકવાળી અને કમાવલી કલમથી લખાયલી તૈયાર છે આ ચોપડીમાં પુરાણોમાં જે આખ્યાયિકાઓ રસમય વર્ણવેલી હોય છે તેજ પ્રમાણે આમાં પણ પ્રયત્ન કરી સમયાનુસાર ગણપતિના રહસ્ય સંબંધી આખ્યાયિકાઓ એટલી તો રસપૂર્ણ યોજવામાં આવી છે કે દરેક વાચકને સનાતન હિંદુ ધર્મના વાસ્તવ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થયા વિના રહે નહિ આ પુસ્તક શૈવ વૈષ્ણવ તેમજ સનાતન હિંદુ ધર્મના ગમે તે પંથના પુરૂષે વાચવા લાયક છે. કિંમત રૂપીઆ ૦—૪—૦ પોસ્ટેજ સાથે

श्रीश्रेयःसाधकाधिकारिवर्गग्रन्थावलिः ग्रन्थांकः २६

# श्रीसद्गुरोर्महिम्नः स्तोत्रम् ।

श्रीसद्गुरुश्रीमन्नृसिंहाचार्यवर्यचरणशत-
पत्रमकरन्दपानचतुरेण शीघ्रकाव्यकला-
कोविदेन संघवाहोपाह्वेन पुरुषोत्तम-
सूनुना नगीनवर्मणा रचितम् ।

द्वितीयाऽऽवृत्तिः

वि. स. १९७४—नृ० ६९—ख्रि० सं० १९१८.

પ્રસિદ્ધ કરનાર.

**श्रेयःसाधकअधिकारिवर्ग**



શાંતિવિજય પ્રિંટિંગ પ્રેસમાં ઇશ્વરલાલ કેશવલાલ [illegible]
અને માણેકલાલ માધવજીએ છાપી.
ઠે. ટીકવા ચોકી—**અમદાવાદ.**

( સર્વ અધિકાર સ્વાધીન )

**મૂલ્ય રૂ. ૦-૪-૦.**

॥ ॐश्रीँ ॥

अर्पणपत्रिका ।

श्लोकः ।

गुरोर्महिम्नः स्तवनं पवित्रं पीयूषवत्तं प्रथमं निवेद्य ।
गुरोः कृपापात्रतयेश्वराय भ्रात्रे प्रसादं हि समर्पयामि १

શ્રી સદ્‌ગુરુના મહિમાનું પવિત્ર સ્તોત્ર અમૃતતુલ્ય હોવાથી પ્રથમ શ્રીસદ્‌ગુરુસમીપ નૈવેદ્યરૂપે અર્પી તે જ શ્રીઇષ્ટના કૃપાપાત્ર ઈશ્વરબંધુને પ્રસાદરૂપે અર્પું છું.

जीवभद्रात्मजो धीमानीशभद्रो नरोत्तमः ।
शिष्यः श्रीमन्नृसिंहेशपादपद्मस्य योगवित् ॥ २ ।

नेनाहं प्रेरितो भ्रात्रा गातुं नित्यं गुरोर्गुणान् ।
अग्रज्ञां सद्गुरोः साक्षान्महिम्नः स्तोत्रमिष्टदम् ॥३॥

**શ્રીનૃસિંહભગવાન**ના ચરણકમલના શિષ્ય, તથા જીવ-ભટના પુત્ર ઈશભટ્ટ જે પુરુષોમાં ઉત્તમ છે અને યોગના રહસ્યને જાણનાર છે, તે બંધુની સૂચનાથી નિત્ય શ્રીમદ્ગુરુના ગુણોનું ગાન કરવાના હેતુથી શ્રીઈષ્ટના સાક્ષાત્ મહિમાનું કલ્યાણજનક સ્તોત્ર મેં રચ્યું છે.

श्रेयःसाधकवर्गस्य नगीनः किंकरो मुदा ।
गुरोर्नैवेद्यशेषत्वादीश्वराय ददामि तत् ॥ ४ ॥

શ્રીશ્રેયઃસાધકવર્ગના સેવક **નગીન**, તે સ્તોત્રપ્રસાદ શ્રીસદ્ગુરુના નૈવેદ્યશેષ હોવાથી ઈશ્વરબંધુને સપ્રેમ અર્પે છે.

॥ ॐश्रीः ॥

# श्रीगुरुमहिम्नः स्तोत्रम् ।

## शिखरिणीवृत्तम् ।

शिवं शुद्धं बुद्धं परमरमणीयं सुखनिधिं
चिदानन्दं वन्दे निखिलसुरवृन्दार्चितपदम् ।
परं मायातीतं स्मृतिनिगमगीतं गुरुवरं
नृसिंहं सर्वेशं महितमहिमानं सुरुचिरम् ॥ १ ॥

મંગલાચરણ કરતાં કવિ કહે છેઃ—

પરમ કલ્યાણરૂપ, પરમ પવિત્ર, અખંડ જ્ઞાનમય, સૌન્દર્યના સારરૂપ, આનંદના ભંડારરૂપ, સકલ દેવમંડલથી જેમનાં

ચરણકમલ પૂજ્ય છે તેવા, સર્વ પ્રકારના સંપર્કશૂન્ય હોવાથી માયાતીત પરમ પદરૂપ, વેદ તથા સ્મૃતિઓ જેમનુ ગાન કરે છે તેવા, જેમનો મહિમા સર્વત્ર પૂજવા યોગ્ય છે તેવા, નિર્મલ દ્યુતિવાળા, ગુરુએ.મા ઉત્તમ શ્રીચિદાનન્દ નૃસિંહગુરુને પ્રણામ કરું છું (૧).

**शरण्यानां श्रेष्ठं प्रणतजनसंतापहरणं**
**वरेण्यानां वर्यं विधिरचितदुर्लेखलयनम् ।**
**क्षमापारावारं निरवधिकृपागारनयनं**
**नृसिंहं मे नाथं शरणमुपयामीश्वरमहम् ॥ २ ॥**

શરણ કરવા યોગ્ય પુરુષોમાં શ્રેષ્ઠ, નમન કરનાર જનોના સંતાપને હરનાર, પૂજ્યના પૂજ્ય, બ્રહ્માથી લખાયલા પ્રાર-

અઘરૂપ દુર્લેખનો નાશ કરનાર, ક્ષમાના સમુદ્ર તથા અનન્ત કૃપાના મંદિરરૂપ નેત્રવાળા, શ્રીમહેશ્વરસ્વરૂપ શ્રીનૃસિંહસ્વામીને હું શરણ છું (૨).

**शिवेति त्वां शैवा हरिरिति तथा वैष्णवगणाः**
**परब्रह्मेति त्वां सततमिह वेदान्तकुशलाः**
**परं ज्योतिर्युक्ताः प्रमितिचतुरास्तार्किकजना–**
**स्तथा कर्त्तेति त्वां गुरुवर विजानन्ति नृहरे ॥ ३ ॥**

હે ગુરુવર શ્રીનૃસિંહ! શૈવો આપને શિવરૂપે, વૈષ્ણવો વિષ્ણુરૂપે, વેદાન્તમાં કુશલ પુરુષો પરબ્રહ્મરૂપે, યોગીઓ પરમ જ્યોતિરૂપે, તથા પ્રમાણમાં પ્રવીણ નૈયાયિકો કર્તારૂપે સર્વદા આ સંસારમાં જાણે છે (૩).

(આ શ્લોકમાં શૈવાદિ અનેક જ્ઞાનાઓની અપેક્ષાથી એક જ જ્ઞેય પદાર્થને બહુધા વર્ણવવામાં કવિએ 'ઉલ્લેખ' નામના અલંકારનો પ્રયોગ કર્યો છે.)

**असंख्याः पन्थानः कुटिलसरला ये त्रिभुवने**
**समस्तास्ते त्वां हि प्रथितयशसं नामनिकरैः ।**
**स्वकीयेष्टत्वेनैकमखिलमनन्तं नरहरे**
**सदा गायन्त्यस्मात्त्वयि परिणताः सर्वमतयः ॥ ४ ॥**

હે નરહરે! ત્રિભુવનમાં સરલ અને કુટિલ જે અસંખ્ય પંથો હોય છે તે સઘળા, પોતાના અદ્વિતીય ઇષ્ટરૂપે, અનંત, અખંડિત તથા પુણ્યશ્લોક આપને ભિન્ન ભિન્ન નામસમૂહથી સદા સ્તવે છે, તેથી એમ જણાય છે કે સર્વ બુદ્ધિઓ આપ-

નામાં જ પર્યવસાન પામે છે (૪).

यतो वै जायन्ते खलु सकलभूतानि नृहरे–
स्तथा मंजीवन्ति स्फुटतरतया येन विभुना ।
उदर्के यान्त्येवं लयमपि च यस्मिन्गुरुवरे
नृसिहं श्रीयुक्तं ननु तमवलम्बे भयहरम् ॥ ५ ॥

( શ્લોક ૫ થી શ્લોક ૧૧ પર્યન્ત કવિ શ્રીઇષ્ટનું શ્રીમહેશ્વરસ્વરૂપે સ્તવન કરે છે. )

જે શ્રીનૃસિંહમહેશ્વરમાંથી સકલ ભૂતવર્ગ જન્મને પામે છે, જે સમર્થ પ્રભુવડે તે સ્પષ્ટ રીતે સમ્યક્ સ્થિતિને પામે છે, તથા જે ગુરુવરમાં તે અવસાને લય પામે છે–તે ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણભૂત, માયાશક્તિયુક્ત, તથા ભયને હરનાર

નૃસિંહભગવાનનો હું આશ્રય લઉં છું (૫).

त्वदीयादेशस्य प्रहतमतिरर्थं शिशुरहं
यथाभूतं जाने नहि परमगुह्यं नरहरे ।
न चैतच्चित्रं ते भवतु भवभीतिप्रशमन
विरञ्च्यादीनां वै नहि तव रहस्ये मतिगतिः ॥ ६ ॥

હે સંસારના ભયને હરનાર નૃસિંહભગવન્! હું મંદમતિ શિશુ આપના પરમ ગુહ્ય ઉપદેશને યથાર્થ રીતે સમજી શકતો નથી એમાં કાંઈ આશ્ચર્ય પામવા સરખું નથી. કારણકે આપના ઉપદેશનું રહસ્ય સમજવામાં બ્રહ્માદિની મતિ પણ કુંઠિત થઈ જાય છે (૬).

चतुर्हस्तैर्युक्तः पदयुगयुतः षट्पद इव
परागाक्तस्वाङ्गः प्रणतिसमये पीतवसनः ।
स्ववर्णेन श्यामः स्तुतिवचनगुञ्जारवयुत–
स्त्वदीये पादाब्जे भ्रमर इव विष्णुर्विलसति ॥ ७ ॥

આપના ચરણકમલમાં પ્રણતિકાલે વિષ્ણુ ભ્રમર જેવા શાભે છે:–વિષ્ણુના ચાર હસ્ત અને બે પગ નમનકાલે ભ્રમરના ૭ પગ જેવા દીસે છે; ભ્રમર જેમ કમલના પરાગથી રંજિત હોય છે, તેમ વિષ્ણુ પણ પીત વસ્ત્ર ધારણ કરવાથી એક અંશમાં પીત દેખાય છે; ભ્રમર જેમ સ્વભાવે શ્યામ છે, તેમ વિષ્ણુ પણ સ્વભાવથી શ્યામ વર્ણવાળા છે; ભ્રમર જેમ ગુંજાર કરે છે, તેમ વિષ્ણુ આપની સ્તુતિના ધ્વાનેથી યુક્ત છે (૭).

(શ્લોક ૭, ૮ તથા ૯ માં કવિએ 'ઉપમા' અલંકારનો પ્રયોગ કર્યો છે.)

**चतुर्वक्त्रैस्तद्वत्तव चरणयुग्मे कृतनति–**
**श्चतुःपक्षैर्युक्तं कमलमिव नाभ्युद्भवविधिः ।**
**चतुर्वेदग्रन्थैः सदलमिव भात्येव भगवन्**
**गुणद्वाणीभृङ्गीमुखरमिव पूजार्पितमहो ॥ ८ ॥**

શ્રીવિષ્ણુનાભિમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા ભગવાન્ આપના ચરણદ્વંદ્વમાં જ્યારે પ્રણામ કરે છે, ત્યારે ચાર વક્ત્રરૂપી ચાર પાંખડીઓવાળા, ચાર વેદરૂપ પત્રવાળા, અને આપની સ્તુતિ કરનાર વાણીરૂપી ભ્રમરીથી સશબ્દ થયેલા પૂજનમાં અર્પાયેલા કમલની પેઠે અહો તે શોભે છે (૮).

( અત્ર નાળસહિત કમલિનીના છોડના લીલા પત્રસાથેના ચતુષ્પત્ર કમલના પુષ્પની સાથે શ્રીબ્રહ્માની તુલના છે, જેથી પત્ર અને પત્રમાં પુનરુક્તિ આવતી નથી પત્ર કમલિનીના છોડનો, અને પત્ર પુષ્પનો, અવયવ સમજવાનો છે. )

**तथा रुद्राः सर्वे तव पदयुगे नम्रवपुषो**
**महारक्ताक्षास्ते जटिलशिरसः शुभ्ररुचयः ।**
**बृहन्नारीकेलीफलगण इवाभान्ति नृहरे**
**सुरक्तश्वेताद्यैः सहित इह सच्चन्दनरसैः ॥ ९ ॥**

તથા આપના ચરણદ્વયમાં પ્રણામ કરનારા. અતિરક્ત નેત્રવાળા, જટાયુક્ત મસ્તકવાળા, અને શ્વેત વર્ણવાળા સર્વ રુદ્રો, હે નૃસિંહ ! રાતા ધોળા વગેરે ચન્દનના રસથી લાંછિત

થયેલાં મોટાં નાળિયેરનાં ફળના સમૂહની પેઠે શોભે છે (૯).

( આ શ્લોકમાં રૂદ્રો ઉપમેય છે, અને મોટાં નાળિયેર ઉપમાન છે. ઉપમિતિની નિષ્પત્તિ થવા અર્થે સાધારણ ધર્મો નીચે પ્રમાણે છે:—શંકરના ઉત્તમાંગમાં રહેલાં રક્ત નેત્રો કંકુના ચાંલ્લા જેવાં છે; મસ્તકની જટા નાળિયેરની ચોટલી જેવી છે; શ્વેત વર્ણ શ્વેત ચંદનના લાંછનસદૃશ છે. )

**महिम्नो ब्रह्माण्डे महति तव वेदागमगणा**
**महापारावारा अपि पृषदिवाभान्ति नृहरे ।**
**तदा मेऽल्पज्ञस्य प्रतिहतमतेर्वाक्यरचनम्**
**तरेत्त्वद्वात्सल्यात्तृणमिव हि सर्वोपरि गुरो ॥ १० ॥**

હે નૃસિંહભગવન્ ! આપના મહિમારૂપ મહાબ્રહ્માંડમાં,

વેદશાસ્ત્રના સમૂહ જો કે વિષય તથા અર્થમાં મહાસમુદ્ર જેવા છે તો પણ જલબિન્દુજેવા જ્યારે જણાય છે ત્યારે હું જે અલ્પજ્ઞ છું અને જેની બુદ્ધિ મારી ગઇ છે તેણે આપની સ્તુતિ સંબંધી કરેલી વાક્યરચના, હે ગુરો ! સર્પના ઉપર તૃણની પેઠે આપના વાત્સલ્યથી તરે એમ ઇચ્છું છું; અર્થાત્, જ્યારે સર્વ જ્ઞાનના રાશિરૂપ વેદશાસ્ત્ર આપના મહિમાના વર્ણનમાં હીનબલ થઇ જાય, ત્યારે મારી આ તુચ્છ વાક્યરચના આપના વાત્સલ્યથી આગળ તરી આવો (૧૦).

समर्था विद्वांसो विबुधगुरुमुख्याश्च मुनय—
स्तथा देवाः सर्वेऽमरनृपतिमुख्यास्तव पदे ।
नता भान्त्याभावत्कुसुमचयकल्पा गुरुवर

**कथं शक्तः स्यां ते त्रिभवकथनेऽहं जडमतिः ॥११॥**

સમર્થ વિદ્વાનો, બૃહસ્પતિઆદિ મુનિઓ. તથા ઇન્દ્રાદિ દેવો જ્યારે આપના ચરણમાં નમે છે ત્યારે, હે ગુરુવર ! તેઓ નિર્મલ પ્રભાયુક્ત પુષ્પોના ગુચ્છ જેવા શોભે છે. આ પ્રમાણે વિષ્ણુઆદિ ઇશ્વરો, વિદ્વાનો, મુનિઓ અને દેવો અભિમાનના ત્યાગપૂર્વક આપને પ્રણામ કરે છે તો હું અલ્પમતિ આપના મહિમાનુ વર્ણન કરવામાં શી રીતે સમર્થ થાઉં ? (૧૧)

**न शोकस्यालोको न च मदगदो मत्सरसरो**
**न मोहद्रोहोऽपि स्मरशरनिघातो न च हृदि ।**
**न वा लोभक्षोभस्तव शरणनद्धस्य नृहरे**
**न च क्रोधाद्रोधो मरणगरणं नैव भगवन् ॥१२॥**

(શ્લોક ૧૨ થી શ્લોક ૨૬ પર્યન્ત ટી શ્રીદ-શરણમહિમાનું વર્ણન કરે છે.)

હે ષડ્ભગયુક્ત નૃહરે ! આપના શરણથી ઢંકાયલા જનને શોકનો પ્રતિભાસ પણ થતો નથી, મદરૂપ રોગ થતો નથી, મત્સરના ખાડામાં તે ડૂબતો નથી, મોહરૂપ શત્રુ તેનો દ્રોહ કરી શકતો નથી, તેના અંતઃકરણમાં કામબાણનો ઘા પડતો નથી, લોભવડે તે ક્ષોભ પામતો નથી, ક્રોધથી રૂંધાતો નથી, અને મરણરૂપ વિષને અનુભવતો નથી (૧૨).

**यशोगानं येषां वसति वदने तेऽतिमहदं**

**महासिद्धिस्तेषां दुरितविलयश्चास्ति सहजः ।**

सदा चित्ते येषां वससि नृहरे तेऽमितसुखाः
सदा यस्ते चित्ते वसति स तु सर्वोत्तमाशिशुः ॥१३॥

જેમના મુખમાં અતિકલ્યાણકારી આપના યશનું ગાન છે તેમનાં પાપનો વિલય સહજ થાય છે, અને મહાસિદ્ધિ પણ તેઓ સરલતાથી પામે છે; જેમના ચિત્તમાં, હે નૃહરે! આપ વસો છો તે અપાર સુખને અનુભવે છે, અને જે ભાગ્યશાલી આપના અંતઃકરણમાં વસે છે, અર્થાત્ જેનું આપ સ્મરણ કરો છો તે આપનો સર્વોત્તમ બાલ છે. એટલે તેના આનંદનો અવધિજ નથી (૧૩).

गरो त्वत्पादाब्जे प्रणतिसमये मृत्युशकटं
पतत्येव स्कन्धाद्विविधभयभारेण भरितम् ।

त्वया दत्ते हस्ते शिरसि निजशिष्यस्य नृहरे
निजामन्दानन्दे सततमभिषिक्तः स भवति ॥ १४ ॥

હે ગુરો ! આપના ચરણકમલમાં પ્રણામ કરવાના સમયે મૃત્યુરૂપી ગાડું જે વિવિધ ભયરૂપી ભારથી ભરાઈ ગયું છે તે શિષ્યની ખાંધ ઉપરથી ખસી હેઠળ પડે છે (અર્થાત્ જેમ ઘણા ભારથી ભરેલું ગાડું બળદ લાંબો થઈને સુએ કે તત્કાલ ધુંસરી ખસી જતાં ઉંધું વળે છે તેમ આપને સાષ્ટાંગ કરવાના સમયે ભયભારથી ભરેલું મૃત્યુરૂપી ગાડું શિષ્યની ખાંધેથી ખસી ઉંધું વળી જાય છે); અને હે નૃહરે ! આપના શિષ્યના મસ્તક ઉપર જ્યારે આપનો હસ્ત સ્થપાય છે ત્યારે સ્વરૂપના સબળ આનન્દના સામ્રાજ્યનો તેને અખંડ અભિષેક થતો હોય એમ જણાય છે (૧૪).

(આ શ્લોકમાં કવિએ 'રૂપક' અલંકારનો પ્રયોગ કર્યો છે).

**क्रमे प्राप्ते त्वत्तः सकलसुरवन्द्योऽमितबलो**
**महाबुद्ध्युद्रेको भवति च स शिष्योऽतिविमलः ।**
**क्रमे सिद्धे साक्षान्निरतिशयसिद्ध्यालयवरो**
**भवेज्जीवन्मुक्तस्तव करुणया भेदरहितः ॥१५॥**

જ્યારે મોક્ષપ્રાપક સાધનક્રમની પ્રાપ્તિ આપના મુખથી થાય છે ત્યારે આપનો શિષ્ય અપરિમિત સત્ત્વબલવાળો, સકલ દેવોને પણ વન્દવાયોગ્ય, અગાધ બુદ્ધિવાળો, અને અતિનિર્મલ સ્વભાવવાળો થાય છે, અને જ્યારે તે સાધનક્રમની સિદ્ધિ થાય છે ત્યારે આપની કરુણાથી નિરતિશય મોક્ષરૂપ સિદ્ધિના મંદિર-રૂપ, અને ભેદબુદ્ધિવિનાનો તે શિષ્ય જીવન્મુક્ત થાય છે (૧૫).

सुराणां साम्राज्यं त्रिभुवनतले कीर्तिरचला
अजय्यत्वं लोके सुरदनुजमर्त्यप्रभृतिभिः ।
अनन्तायुष्कत्व सकलविभवाप्तिर्नरहरे
विना त्वद्भक्तिं तत्फलरहितमेतन्मम मते ॥ १६ ॥

હે નૃસિંહ! દેવોનું સામ્રાજ્ય, ત્રિભુવનમાં અચલ કીર્તિ, દેવ, દાનવ અને મનુષ્યઆદિથી ન જિતાવાપણું, ચિર જીવિત્વ, અને સકલ વિભવની પ્રાપ્તિ—એ સર્વ, આપની ભક્તિ ન હોય તો, મારા મનપ્રમાણે નિષ્ફલ છે (૧૬).

जने सत्त्वोद्रेके भवति हि कृपालुर्मुररिपु—
र्जने कर्मासक्ते भवति सकृपोऽजः प्रमुदितः ।

**महाघोरे साम्यान्नु सकलरुद्राश्च सदया**
**मयि भ्रष्टे शिष्ये परमसदयः श्रीनरहरिः ॥ १७ ॥**

(શ્લોક ૧૭ થી શ્લોક ૩૭ પર્યન્ત કવિ શ્રીઇષ્ટકૃપામહિમાનું વર્ણન કરે છે.)

જેનામાં સત્ત્વગુણનો આવિર્ભાવ થયો છે તેવા જનઉપર, મુર નામના દૈત્યના શત્રુ શ્રીવિષ્ણુભગવાન્ દયા કરે છે; રજોગુણથી પ્રેરાઈ શુદ્ધ વિહિત કર્મોમાં આસક્તિવાળા પુરુષ ઉપર પ્રસન્ન થઈ શ્રીબ્રહ્મા ભગવાન્ કૃપા દર્શાવે છે; તમોગુણ અને તેના કાર્યરૂપ મોહને વશ વર્તનાર જીવને એકાદશ રુદ્રો દયાભાવથી જુએ છે,— આ પ્રમાણે ત્રણ પ્રમુખ દેવતાઓની કૃપા ગુણપક્ષપાતી છે, પરંતુ એક પણ ગુણ જેને વિશે નથી

એવા ભ્રષ્ટ શિષ્યરૂપ મારાઉપર શ્રીનૃસિંહસદ્‌ગુરુ પરમ દયાને પ્રવર્તાવે છે!!! (૧૭)

**पवित्रत्वं स्नानैर्विविधशुचितीर्थादिसलिले**
**महायज्ञैर्दृष्टा गतिरमरलोकादिषु सताम् ।**
**तथा योगाभ्यासैर्भवति बहुसिद्धिर्भुवि पुमान्**
**कृपा नान्यैर्मार्गैस्तव करुणयैवास्ति नृहरे ॥ १८ ॥**

અનેક પવિત્ર તીર્થાદિના જલમાં સ્નાન કરવાથી પવિત્રતા પ્રાપ્ત થાય છે, મોટા યજ્ઞો કરવાથી સ્વર્ગાદિ લોકમાં સત્પુરુષોની ગતિ થાય છે, યોગાભ્યાસવડે પુરુષ બહુ સિદ્ધિઓથી યુક્ત થાય છે, પરંતુ શ્રીમહેશ્વરનો અનુગ્રહ, હે નૃસિંહસદ્‌ગુરુ! આપની કરુણા વિના અન્ય માર્ગે થતો નથી (૧૮).

कृपासिद्धिर्नान्यैर्भवति भगवन्साधनगणैः
स्वतःसिद्धाऽतः सा परकरणसाध्या न कथिता ।
यदा भक्त्या साध्येति कथयति कोऽपि प्रतिगतः
कृपां हित्वा भक्तिर्नहि हृदि भवेत् कुत्रचिदपि ॥ १९ ॥

હે ભગવન્ ! અન્ય અનેક સાધનોના સેવનથી આપના અનુગ્રહની સિદ્ધિ થતી નથી, તેથી આપનો અનુગ્રહ સ્વતઃસિદ્ધ છે એમ ઠરે છે, તથા જીવોના કરણવ્યાપારથી તે જન્મ પામતો નથી એમ કહેવાય છે. અત્ર કોઈ પુરુષ વિરોધ લઈ એમ આક્ષેપ કરે કે 'ભક્તિવડે તે અનુગ્રહ ઉત્પન્ન થાય છે' તો તેને ઉત્તર એજ દેવાનું કે અનુગ્રહવિના કોઈ પણ હૃદયમાં ભક્તિનો ઉદય થતો નથી (૧૯).

न विष्णुस्त्रालेभ्यो भवभयगणेभ्यः प्रमथितं
न च ब्रह्मा ज्ञानं वितरति महाबुद्धिविभवे ।
न चैवं रुद्रा वै कलुषनिचयान् घ्नन्ति भयदान्
कृपादृष्टिर्यावत्तव न भवति श्रीनरहरे ॥२०॥

જ્યાં સુધી, હે નૃસિંહસદ્ગુરુ ! આપની કરુણાદષ્ટિ થતી નથી ત્યાંસુધી સાધકોની ઇચ્છાના વિષયભૂત શ્રીવિષ્ણુભગવાન પણ સંસારના અનેક ભયથી પીડાતા જનનું રક્ષણ કરતા નથી. વિશાલ બુદ્ધિથી શોભતા પુરુષને પણ શ્રીબ્રહ્મા તત્ત્વજ્ઞાન અર્પતા નથી, અને ભયને આપનારાં પાપના સમૂહોનો શ્રીરુદ્રો નાશ કરતા નથી (૨૦).

दयादृष्टिर्यावत्तव भवति तावत्सुरगणा
गुणाध्यक्षाः सर्वे हरिहरविधीति प्रविदिताः ।
सुसिद्धा गन्धर्वा दनुजमनुजाश्चापि मुनय–
स्तथा यक्षाद्याः स्युः सततमनुकूलाःसकलतः ॥२१॥

જ્યાંસુધી આપની કરુણા હોય છે ત્યાંસુધી દેવાનો સમુદાય, બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર સંજ્ઞાથી ઓળખાતા ત્રણ ગુણના અધિપતિઓ, ઉત્તમ સિદ્ધલોક. ગન્ધર્વ, મુનિઓ. મનુષ્યો, દૈત્યો તથા યક્ષાદિ સર્વ દિશામાં અનુકૂળ રહે છે ( ૨૧ ).

सुधायां यत्तत्त्वं सुरनिकरनिर्वाहकरणं
तथा ज्ञानानन्दे स्थिरतमसुखं यन्निगदितम् ।

समाधौ भुञ्जन्ते स्वयमुदितमोदं यमिवराः
कृपांशस्याप्यंशे तव सकलमेतत्त्वणुरिव ॥ २२ ॥

દેવસમુદાયના નિર્વાહના સાધનરૂપ જે તત્ત્વ અમૃતમાં રહેલુ છે, તથા જ્ઞાનાનન્દમા જે અખડ સુખ કહેવામાં આવે છે, તેમજ સમાધિમાં ઉત્તમ યોગિજનો પ્રસન્ન ચિત્તથી જે આનંદનું આસ્વાદન કરે છે તે સઘળું આપની કૃપાના અંશના પણ અંશ સાથે સરખાવતાં અણુતુલ્ય છે ( ૨૨ ).

( આ શ્લોકમા અમૃતાદિ ઉપમાનની ન્યૂનતા વર્ણતાં કવિએ 'વ્યતિરેક' અલંકારનો પ્રયોગ કર્યો છે. )

अनेकेषां हन्त्री गतजनिकृतांहःशिखरिणां
सुपुण्यानां माता निरुपमसुबुद्ध्याश्च जननी ।

सुभक्तानां धात्री सकलसुखसंदोहधरणी
जयत्येका साक्षात्परमपददात्री तव कृपा ॥ २३ ॥

પૂર્વ જન્મમાં આચરેલાં પાપરૂપ, અનેક વૃક્ષોનો ઉચ્છેદ કરનારી, પુણ્યોની માતારૂપ અનુપમ નિર્મલ બુદ્ધિને ઉદ્ભૂતક-કરનારી, સુભક્તોની ધાત્રી, અર્થાત્ તેમના ચિત્તસત્ત્વને પોષનારી, સર્વ પ્રકારનાં સુખરૂપ ફલને આપનાર પૃથ્વીરૂપ, અને પરમ પદનું સાક્ષાત્ દાન કરનારી આપશ્રીની કૃપા જ એકલી વિ-જય ને પામે છે ( ૨૩ ),

मनोमृष्टिर्मुख्या सुगुणगणसृष्टिश्च सुभगा
यशःपुष्टिः पूर्णा विषयभवकष्टिप्रशमना ।

सुधर्माणां यष्टिर्भवमरणवध्र्यांष्टिरनघा
तव श्रेयोवृष्टिर्जयति करुणादृष्टिरतुला ॥ २४ ॥

અંતઃકરણની મુખ્ય માર્જની, સદ્ગુણસમૂહની પવિત્ર જનની, કીર્તિને સબલ પોષણ આપનારી, વિષયજનિત પીડાને શમાવનારી, સુધર્મોને અવલંબન કરવાની યષ્ટિકા, જન્મમરણના પાશને છેદનાર અસિધારા. અને કલ્યાણની વૃષ્ટિરૂપ આપશ્રીની નિર્દોષ તથા અનુપમ કૃપાદૃષ્ટિ વિજય પામે છે (૨૪).

दरिद्रं श्रीविष्णुं जलनिधिसुताशोभितमिव
जडं मूकं साक्षान्निगमकुशलं श्रीविधिमिव ।
मृतं तद्वद्रुद्रं मृतिरहितमृत्युंजयमिव
करोत्येका या सा जयति नृहरे तावककृपा ॥२५॥

જેદરિદ્રને વિષ્ણુ સમાન લક્ષ્મીથી શોભતિ બનાવે છે, જડ અને મુગા, અર્થાત્ નિરક્ષર મનુષ્યને વેદશાસ્ત્રમાં બ્રહ્મા સમાન કુશલ કરે છે, અને જન્મમરણરૂપ સંસારમાં વહેતા વિવશ પ્રાણીને મૃત્યુને જય કરનાર રુદ્ર સમાન અમર કરે છે તેવી તો! હે નૃસિંહ! આપની જ કૃપા એકલી વિજયને પામતી જોવામાં આવે છે ( ૨૫ ).

कलंकालंकारं कलिकुटिलताकृष्टहृदयं
मदान्धं धौरेयं धृतधनकधूर्भारमधमम् ।
चलं चिन्ताचैत्यं मम सुत इति प्रेमलासिता
मुदा या धत्ते मां जयति नितरां सा तव कृपा ॥२६॥

કલંકના ભૂષણરૂપ, અર્થાત્ મહાકલંકી, કલિની વક્રતાથી આક્રાંત થયેલા અંતઃકરણવાળો, લોભરૂપી ધુંસરીને ધારણ કરનાર અધમ અને મહાન્ધ બળદ જેવો, અસ્થિર ચિત્તવાળો અને ચિન્તાના મંદિરરૂપ હું છતાં મારે વિષે 'આ તો મારો પુત્ર' એવી પ્રેમભાવનાથી શોભતી આપની જે કૃપા ઉત્સાહ સાથે મને પોતાની પાસે લે છે તે સર્વોત્કૃષ્ટતાથી વિજયને પામે છે (૨૬).

पुनाति स्नानेन स्मरणजलपानादिविधिभिः
पदाज्जाता विष्णोः सुरसरिदिति ख्यातिरभवन् ।
प्रमत्तं मां किंतु स्मरणविमुखं ते तु करुणा
पुनात्यद्धा तस्माज्जयति सुतरां सैव जगति ॥२७॥

આ લોકમાં શ્રીવિષ્ણુના ચરણ કમલમાંથી નિકળેલી ગંગા સ્નાનવડે, જલપાનવડે તથા સ્મરણ કરવા વગેરેથી જનને પવિત્ર કરે છે, માટે ' દેવનદી ' એ નામથી તે પ્રસિદ્ધ થઇ છે. પણ આપની કરુણા તો પ્રમાદી અને સ્મરણ પણ નહી કરનાર મને ખરેખર પાવન કરે છે, માટે ગંગા કરતાં પણ અધિક પાવન કરવાની શક્તિવાળી હોવાથી તે જગતમાં વિજયને પામે છે (૨૭).

( આ શ્લોકમાં ' વ્યતિરેક ' અલંકારનો પ્રયોગ છે. )

दुरापं पुंस्त्वं हि श्रुतमपि च तत्रास्ति विरलं
कवित्वं तत्रापि प्रविरलमिहाप्नोति कथितम् ।

पुनः शक्तिस्तत्राप्यतिविरलभावा नरहरे
ततोऽपि त्वद्भक्तिः पुनरपि ततस्तेऽक्षरकृपा ॥२८॥

આ લોકમાં મનુષ્યત્વ દુર્લભ છે, તેમાં પણ વિદ્યાપ્રાપ્તિ વિરલ છે. વિદ્વાન્ પુરુષોમાં કવિત્વ વળી અધિક વિરલ છે, કવિઓમાં પણ પ્રતિભાશક્તિ દુર્લભ છે, પ્રતિભાશક્તિવાળામાં આપની ભક્તિ દુર્લભ છે, અને ભક્તિમાન્માં આપની અવિનાશી કૃપાના પાત્ર તો, હે નૃસિંહ! ઘણાજ દુર્લભ છે (૨૮).

( ઉત્તરોત્તર વિરલતાના ઉત્કર્ષના કથનરૂપ 'સાર' અલંકારનો કવિએ આ શ્લોકમાં પ્રયોગ કર્યો છે. )

नृसिंह त्वच्चित्ते सकलबलपूर्णे सुधरणे
स्वतःसिद्धब्रध्ना सुगुणगणपर्णातिरुचिरा ।

तथा योगज्ञानप्रकटकुसुमप्रेष्ठविभवा
कृपावल्ली मोक्षान्तिमसुफलनम्रा विजयते ॥२९॥

હે નૃસિંહભગવન્ ! સઘળા બળથી ભરપૂર આપના અંતઃકરણરૂપ સુંદર ભૂમિમાં પોતાની મેળે જેનું મૂળ ચોંટેલું છે તેવી, અનેક સદ્‌ગુણરૂપ પત્રવાળી, યોગ અને જ્ઞાનરૂપ ખીલેલાં પુષ્પોવડે જેની શોભા હૃદયને અત્યંત પ્રિય લાગે છે તેવી, અતિરમણીય કૃપાવલ્લી મોક્ષરૂપ છેવટના સુંદર ફલવડે લચી ગયલી વિજયને પામે છે ( ૨૯ ).

(આ શ્લોકમાં 'રૂપક' અલંકારનો પ્રયોગ છે.)

त्वया दत्तं दुःखं त्वनरकृतसौख्याच्छुभतरं
सुशिष्या जानन्ति प्रचुरतमविश्वासनिधयः ।

परं त्वेतेषां चेद्भवति परिहासोऽन्यकुटिलैः

स मे हासोऽस्त्वेवं भवसि कृपया त्राणचतुरः ॥३०॥

આપના વિષે નિરતિશય શ્રદ્ધાના ભંડારરૂપ સુશિષ્યો જાણે છે કે આપે આપેલું દુઃખ બીજાઓએ આપેલા સુખ કરતાં અધિક કલ્યાણ કરનારૂં છે, તો પણ જો કદાપિ કેટલાક કુટિલ જનો એવા શિષ્યોનું આ સંબંધમાં હાસ્ય કરે તો ભલે તેવું હાસ્ય મારૂં થાઓ, કારણ કે તેમ થવાથી આપ કૃપાવડે મારા રક્ષણમાં અધિક તત્પર રહેશો. ( ૩૦ ).

कलिध्वान्तं हृत्वा हृदयमपि कृत्वाऽत्तिविमलं

स्वकीयाङ्के धृत्वा भयमपि च सित्वाऽधिजननम् ।

शिशोरार्त्तिं श्रुत्वा सदयमपि भित्वाऽऽर्त्तिनिचयान्
सदा योगक्षेमा तव हि सुकृपैका विजयते ॥ ३१ ॥

કલિજન્ય અંધકારને દૂર કરી, હૃદયને અતિનિર્મલ કરી, પોતાના ખોળામાં શિશુને સ્થાપી, જન્મ સંબંધી તેના ભયને નિવારણ કરી, તેની પીડા શ્રવણે ધરી, દયાભાવથી દુ:ખસમૂહનો નાશ કરી, પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થોની પ્રાપ્તિ કરાવી અને પ્રાપ્ત થયલા પદાર્થોનું રક્ષણ કરી આપની કૃપા સર્વદા યોગક્ષેમનું વહન કરે છે, અને તેથી જ તે સર્વત્ર વિજયને પામે છે (૩૧).

कृपायास्ते साम्यं न च नयनगामि त्रिभुवने
त्रिपापौघध्वंसे भवति कठिना वज्रवदहो ।
शिशोर्दु:खं दृष्ट्वा कुसुमसममृद्वी भवति सा

मृदुत्वं काठिन्यं गुरुवर कृपाया अनुपमम ॥३२॥

આપની કૃપાના સમાન કોઈ પણ પદાર્થ ત્રિભુવનમાં દષ્ટિએ પડતો નથી, કારણકે માનસિક, વાચિક અને શારીરિક એ ત્રિવિધ પાપોના સમૂહનો નાશ કરવામાં તે વજ્રજેવી કઠિન છે, અને શિશુનું દુઃખ જોઈ પુષ્પવત્ કોમલ બને છે; આ પ્રમાણે, હે ગુરૂવર ! આપની કૃપાનું કાઠિન્ય તથા મૃદુત્વ અનુપમ છે ( ૩૨ ).

विवेकी ते शिष्यस्तरति शुचि पुष्पार्पणफलात्<br>
प्रमादी शिष्यस्ते तरति हि परं तारयति च ।<br>
सकीटं त्वत्पादे कुसुममपि धृत्वा नरहरे<br>
विचित्रं माहात्म्यं तव निरुपमानुग्रहपरम् ॥३३॥

પવિત્ર-અપવિત્રપણાના વિવેકવાળો આપનો શિષ્ય પવિત્ર પુષ્પના અર્પણના ફલથી પોતાનો ઉદ્ધાર કરે છે, પણ વિવેક-વિચાર વિનાનો આપનો પ્રમાદી શિષ્ય તો, હે નૃસિંહ! આપના ચરણ કમલમાં કીડાવાળું મલિન પુષ્પ અર્પણ કરી પોતે તરે છે એટલુંજ નહિ પણ અન્યને એટલે પુષ્પવર્તી કીડાને તારે છે: આ પ્રમાણે આપના અનુપમ અનુગ્રહનું માહાત્મ્ય વિલક્ષણ પ્રતીત થાય છે ( ૩૩ ).

( અત્ર કાવ્યની ચમત્કૃતિ 'વિરોધાભાસ' અલંકારમાં રહેલી છે. પ્રમાદી શિષ્યનું પતન ન થતાં ઉદ્ધાર થવાનું કલ્પે છે એ વિરોધ છે, પણ ભક્તિના અનવધિ આદરવાળો તે શિષ્ય હોવાથી તેનો પ્રમાદ અધોગતિરૂપ ફલને પ્રકટાવી શકતો નથી. આમ હોવાથી ઉક્ત વિરોધનો પરિહાર થઇ શકે છે. )

निवासो यद्गर्भे निरयसदृशे जाठरदहे
तथा बाल्ये व्याधौ परवशतया दुःखसहनम् ।
तथा संसाराग्नेर्दहनसहनं चापि मरणं
तदेतत्साफल्यं यदि नरहरे त्वत्पदकृपा ॥ ३४ ॥

હે નૃહરે! જો આપના ચરણની કૃપા થઇ તો નરકસદૃશ તથા જઠરાગ્નિથી દગ્ધ થતા ગર્ભસ્થાનમાં નિવાસ, બાલ્યાવસ્થામાં પરવશપણાથી વ્યાધિનાં દુઃખ વેઠવાં, સંસારાગ્નિનો દાહ સહન કરવો, અને છેવટ મરણ ભોગવવું—એ સર્વ સફલ થયું ગણાય (૩૪).

(આ શ્લોકમાં ગર્ભવાસ રૂપ અપ્રિય વસ્તુના સાફલ્યને વર્ણતાં કવિએ 'અનુજ્ઞા' અલંકારની છાયા આણી છે.)

त्वदीयं कारुण्यं कुसुमसदृशं शिष्यनिकरे
पुनः शिष्यार्तीनां हननसमये वज्रसदृशम् ।
अनिर्वाच्यं पुण्यं प्रतिदिवसमेतद्दिशतु मे
परं प्रेयः श्रेयस्तव पदसरोजे प्रणमतः ॥ ३५ ॥

આપની કરુણા શિષ્યસમૂહનું કલ્યાણ કરવામાં પુષ્પજેવી સુકુમાર છે, અને તેમનાં દુ:ખનું દલન કરવાના પ્રસંગે વજ્રજેવી કઠિન છે: એવા વિલક્ષણ ધર્મવાળી આપની અનિર્વચનીય પવિત્ર કરુણા આપના પદપદ્મપ્રતિ નમન કરનાર મારા પરમ અભ્યુદય તથા નિશ્રેયસને પ્રકટ કરવા સતત જાગ્રત્ રહો (૩૫).

न यत्कोटिमन्त्रैस्तिमिरमुपयातीश विलयं
जनानां चित्तस्थं जनिमृतिमहाचक्रचलनम् ।

कृपालेशेनैव प्रतिनियमरूपेण तव तन्
प्रकाशानन्त्येन प्रतिहतमहो श्रीनरहरे ॥ ३६ ॥

હે ઈશ ! જીવોના હૃદયમાં રહેલું, જન્મમૃત્યુરૂપ મહાચક્રને ગતિમાન્ કરનારૂં, અજ્ઞાનરૂપ જે તિમિર કોટિગ્રન્થોથી વિનાશ પામતું નથી, તે હે નરહરે ! આપની કરુણાના લેશથી, વિશ્વવ્યવસ્થાના નિયમરૂપ આપના અનંત ચિતિપ્રકાશવડે દૂર થાય છે (૩૬).

स्वभक्तानां जन्मप्रभृतिनिगडांश्छेत्तुमजनिः
स्वयं त्वं स्वीकर्तुं तनुनिगडमप्यन्यसदृशम् ।
न लज्जां धत्से भो निखिलपतिरैश्वर्यनिलयः
परा काष्ठा का स्यात्तव तु करुणाया निजजने ॥३७॥

આપ જન્મરહિત (અનાદિ) છતાં, સર્વના પતિ છતાં. તથા સર્વ ઐશ્વર્યના આશ્રય છતાં સ્વભક્તોના જન્મમરણાદિ પાશને કાપવા અર્થે પમાર જનના જેવા શરીરરૂપ બંધને સ્વીકારવામાં લજ્જા ધરતા નથી; આ કારણથી આપના ભક્તજન પ્રતિ આપની કરુણાની પરિસીમા કઇ હશે તે સમજાતું નથી (૩૭).

**महामाङ्गल्यानां तव पदपयोजं निलयनं**
**महामाधुर्याणां तव मुखसरोजं सुभुवनम् ।**
**महावात्सल्यानां तव हृदयपद्मं शुभगृहं**
**गुगे तस्मात्सर्वं त्वयि वसति यद्यच्छुभतमम् ॥३८॥**

(શ્લોક ૩૮ થી શ્લોક ૪૮ પર્યન્ત કવિ શ્રીઇષ્ટચરણકમલમહિમાનું વર્ણન કરે છે,)

આપનાં ચરણકમલ મહામાંગલ્યના અધિકરણરૂપ છે, આપનું મુખપદ્મ મહામાધુર્યના સુંદર નિવાસરૂપ છે, આપનું હૃદય મહાવાત્સલ્યના શુભ ગૃહરૂપ છે; આમ હોવાથી, જગત્માં જે જે અત્યંત શુભ છે તે સર્વ હે ગુરો! આપનામાં રહેલું છે (૩૮).

**मुनीनां चेतांसि भ्रमयति सदा या बलवती**
**तथा देवान् दिव्ये विषयचयभोगे क्षिपति या ।**
**न सा माया भक्तांस्तव चरणलग्नांश्चलयति**
**दृढाधारं मन्ये तव पदसरोजं मम गुरो ॥ ३९ ॥**

જે બલવતી માયા મુનિઓનાં ચિત્તને પણ ડગાવે છે, તથા દેવોને પણ દિવ્ય વિષયસમૂહના ભોગની આસક્તિમાં નાંખે છે તે, આપના ચરણનો આશ્રય કરનાર ભક્તોને ડગા-

વતી નથી; માટે, હે ગુરો! આપના ચરણકમલને હું દૃઢ આધારરૂપ માનું છું (૩૯).

(આ શ્લોકમાં, ભક્તોને ઠગાવવામાં માયાના અસામર્થ્યના હેતુનું વર્ણન કરવામાં 'કાવ્યલિંગ' અલંકાર છે; કમલ જેવી મૃદુ વસ્તુને દૃઢ આધાર કહેવામાં 'વિરોધાભાસ'ની પણ છાયા છે. )

**प्रपन्नान्संपन्नान्सकलसुखसंपद्गुणगणैः**
**करोषीशान त्वं चरणरजसा पुण्यचरितान् ।**
**प्रपन्नान्दुर्वृत्तानपि कलुषमुक्तान्प्रकुरुषे**
**जडानां रक्षां च स्वयमिव करोषीड्य नृहरे ॥४०॥**

આપના ચરણકમલના પરાગથી જેમનાં આચરણ પવિત્ર

થયાં છે એવા શરણ થયલા શિષ્યોને આપ સર્વ પ્રકારનાં સુખ સંપત્તિ તથા સદ્‌ગુણરાશિથી યુક્ત કરો છો, તથા હે ઈશ ! દુષ્ટ આચરણવાળા પણ આપને શરણ થયલા જનોને આપ પાપથી મુક્ત કરો છો, અને હે પૂજ્ય શ્રીનૃસિંહ ! જે મંદમતિવાળા હોઈ આપને શરણે થયા છે તેમનું આપ જાતે જ રક્ષણ કરો છો (૪૦).

परा शक्तिः का स्यात्तव चरणभक्तिः स्थिरतमा
परा भक्तिः का स्यात्तव पदयुगासक्तिरचला ।
दृढासक्तिः का स्यात्सकलसुखवाञ्छारहितया
ययासक्त्या व्यक्तिस्तव नरहरे भाति हृदये ॥४१॥

શ્રેષ્ઠ શક્તિ કોને કહેવી ? આપના ચરણની અત્યંત સ્થિર

ભક્તિને; શ્રેષ્ઠ ભક્તિ કોને કહેવી? આપના પદયુગલમાં અચલ નિષ્ઠાને; અચલ નિષ્ઠા કોને કહેવી? સઘળાં સુખની કામનાના અભાવવાળી જે નિષ્ઠાવડે, હે નૃસિંહ! આપનું શુદ્ધ સ્વરૂપ હૃદયમાં પ્રકટ થાય છે તેને (૪૧).

(આ શ્લોકમાં મુખ્ય 'પ્રશ્ન' અલંકાર છે, તથા 'એકાવલી' અલંકારની છાયા છે.)

यदा हृत्संस्थस्त्वं त्वयि हृदयसंसक्तिरथवा
तदा शुद्धं चित्तं षडरिरहितं शान्तिसहितम् ।
प्रयाणं चेज्जन्तोर्भवति विरते शान्तहृदये
विमुक्तिः सिद्धैव त्वदविचलपादाम्बुजमयी ॥४२॥

જ્યારે આપ પ્રાણીના અંતઃકરણમાં વસો છો, અથવા

જ્યારે ભક્તના હૃદયનું આપના વિષે અનુસન્ધાન થાય છે, ત્યારે તે ભક્તનું અંતઃકરણ ષડ્રિપુરહિત થઇ શાન્તિપૂર્ણ થવાથી શુદ્ધ બને છે; એવા શાન્ત હૃદયથી જો પ્રાણીનું મરણ થાય છે તે. આપના અક્ષર પદકમલરૂપ મુક્તિ તેને સિદ્ધ જ થાય છે, અર્થાત્ નિર્વાસન અંતઃકરણ પુનર્જન્મ ન આપનાં અક્ષરપદ જે બ્રહ્મ તેની સાથે અભિન્ન થઇ વિરમે છે (૪૨).

न तां विद्यां मन्ये तव पदयुगे भक्तिरहिता
न तज्ज्ञानं मन्ये तव पदसरोजाच्च विमुखम् ।
न तद्ध्यानं मन्ये तव पदपयोजाप्तिरहितं
न तद्वित्तं मन्ये तव चरणयोर्नार्पितामिह ॥ ४३ ॥

જે લૌકિક વિદ્યા આપના ચરણયુગલની ભક્તિવિનાની છે

તેને હું વિદ્યા ગણતો નથી; જે તત્ત્વજ્ઞાન આપના પદ્મકમલથી વિમુખ છે તેને હું જ્ઞાન ગણતો નથી; જે ઉપાસનારૂપ ધ્યાનથી આપના પદપદ્મની પ્રાપ્તિ થતી નથી તેને હું ધ્યાન ગણતો નથી; અને લૌકિક અભિમાનના વિષયરૂપ જે દ્રવ્ય આપના ચરણમાં અર્પણ કરવામાં આવતું નથી તેને હું દ્રવ્ય ગણતો નથી (૪૩).

न हीमौ ते पादौ सुविभवविमुक्त्योर्दृढतमौ
महास्तम्भौ मन्ये भवतरणनौकूपयुगलम् ।
दृढौ योगज्ञानोभयभुवनरोहार्थमथवा
समारोहिण्यः द्वौ यमिसुनुतदण्डौ नरहरे ॥४४॥

હે નૃસિંહ! આ જે પ્રત્યક્ષ વિદ્યમાન છે તે આપના ચરણ નથી, પરંતુ તેમને ભુક્તિ તથા મુક્તિના અત્યન્ત દૃઢ મ-

હાસ્તંભરૂપ, અથવા તો ભવસાગરને તરવા અર્થે નૌકાની કાડીના યુગલરૂપ, અથવા તો યોગ અને જ્ઞાનરૂપ ઉભય મન્દિર ઉપર ચઢવાની નિસરણીના, યોગીઓથી મારી ગને સ્તુતિ કરાયલા, બે દઢ દંડરૂપ હુ માનું છુ (૪૪).

(અપ્રસ્તુતના આરોપાર્થે પ્રસ્તુતધર્મ નિષેધરૂપ 'અપહ્નુતિ' અલંકારનો આ શ્લોકમાં પ્રયોગ છે. )

**महाचिन्ताभृङ्गी व्यथयति मनःपंकजमहो**
**त्वदंघ्र्यब्जद्वंद्वार्पणसमुचितं मे नरहरे ।**
**अहं भृङ्गीयुक्तं तदपि तव पादे नु निदधे**
**मनःपद्मं भृङ्गी झटिति च विमुक्ति हि भजन:॥४५॥**

આપના ચરણકમલયુગલ આગળ અર્પણ કરવા યોગ્ય

મારા મનરૂપ કમલને મ્હોટી ચિન્તારૂપ ભ્રમરી પીડા કરે છે, તો પણ હું તે પીડા કરનારી ભ્રમરીસહિત એ મનરૂપ પદ્મને આપના ચરણ આગળ અર્પણ કરું છું; આશ્ચર્ય એ છે કે સત્વર એ પદ્મ તથા ભ્રમરી બંને મુક્તિને પ્રાપ્ત થાય છે, અર્થાત્ ચિન્તા શમે છે, અને મન સ્વરૂપલીન થાય છે (૪૫).

त्वदीयं पादाम्भः प्रशमयति तापत्रयमहो
तथाऽपीमां तृष्णां क्षयरहितवर्ह्नीं दहति तन् ।
विचित्रं सामर्थ्यं तव पदजलस्येश्वर गुरो
लतां श्रद्धां तद्धि सततमभिवृद्धिं गमयति ॥४६॥

હે ઈશ્વર! હે નૃસિંહસદ્ગુરો! આપના ચરણકમલનું જલ ત્રિતાપને શાંત કરે છે, તથાપિ આ અક્ષય જેવી જણાતી

તૃષ્ણારૂપ વેલીને તે બાળે છે. અહો! એ ચરણામૃતનું સામર્થ્ય વિચિત્ર જણાય છે, કારણ કે તેનું તે જ જલ શ્રદ્ધારૂપ લતાને નિરંતર વૃદ્ધિ પમાડે છે (૪૬).

(અત્ર એક જ જલમાં પ્રશમન અને પોષણરૂપ ગુણસાથે દાહ કરવારૂપ ગુણનો આરોપ કરી કવિએ 'વિરોધાભાસ'ની છાયા આણી છે. )

**प्रयच्छेत्सेच्छेभ्यस्त्वभिलषितमेकं तदपि च**
**हितं स्याद्वा न स्यादभिलषणभेदादिह गुरो ।**
**न योग्यस्त्वत्पादोपमितिकथने कल्पविटपी**
**सदा ते पादोऽयं वितरति विनेच्छां हितमहो ॥४७॥**

કલ્પવૃક્ષ સકામ પુરુષોને એક ઇચ્છેલું ફલ આપે છે, અને

 

તે પણ ઇચ્છાના ભેદથી, હે ગુરો! હિતરૂપ હોય કે ન પણ હોય; આ કારણથી કલ્પવૃક્ષ આપના ચરણની ઉપમામાં આપી શકાય તેમ નથી. અહો! ઇચ્છા કર્યા વિના આપના ચરણ હિતને જ પ્રવર્તાવે છે (૪૭).

**तथैवं साम्योक्तौ प्रभवति न चिन्तामणिरपि**
**कृपासिन्धो ! चिन्ताप्रशमनबलौ ते तु चरणौ ।**
**विना संकल्पं ते पदनखमणीनां हि किरणा**
**हितानन्त्यं नित्यं मम तु रचयन्त्येव नृहरे ॥४८॥**

તેવી જ રીતે, હે નૃહરે! હે કૃપાસિન્ધો! ચિન્તામણિ પણ ઉપમાનપદને યોગ્ય નથી, કારણ કે આપના ચરણ ચિન્તા શમાવવાના સામર્થ્યવાળા છે. આપના ચરણનખરૂપ મણિના

કિરણો સંકલ્પ કર્યા વિના મારા અનંત હિતને નિરંતર સાધે જ છે (૪૮).

(આ શ્લોકમાં ઔપમ્યની અનિષ્પત્તિ શબ્દશ્લેષ ઉપર આધાર રાખે છે. ચિન્તામણિ=(૧) ધારેલું આપનાર મણિ; (૨) ચિન્તા આપનાર મણિ. જે ચિંતા આપનાર મણિ હોય તે ચિન્તા શમાવનાર પદાર્થના ઉપમાનરૂપ શી રીતે થઈ શકે ?)

सदा भक्त्या क्षिप्तं मुखमखसुकुण्डे नरहरे
हविष्यं ते नामामृतमखिलसांसिद्धिकरणम ।
स्वजिह्वास्रुवेण प्रतिहतमलं सिद्धिभुवनं
जनं त्रेताग्न्याभं सकलसुरसेव्यं च कुरुते ॥४९॥

( શ્લોક ૪૯, ૫૦, તથા ૫૧ માં કવિ શ્રીદ્દનામામૃત-

મહિમાનું વર્ણન કરે છે. )

હે નૃહરે! જે હોતારૂપ અભિમાની મુખરૂપ યજ્ઞકુંડમાં, પોતાની જિહ્વારૂપ સરવાવડે, સઘળા પ્રકારની સિદ્ધિને પ્રકટ કરનાર આપના નામરૂપ અમૃતને હોમદ્રવ્યરૂપે ભક્તિપૂર્વક નાંખે છે, તે પુરૂષને તે નામામૃત ત્રેતાગ્નિ (દક્ષિણ, ગાર્હપત્ય અને આહવનીયરૂપ ત્રણ અગ્નિ) જેવી દિવ્ય પ્રભાવાળો, તથા સઘળા દેવોવડે પણ સેવવા યોગ્ય બનાવે છે (૪૯).

गुरो मोहप्रेतो विविधपठनैस्तीव्रतपसा
पराभूतो भूतः स तु न भवति प्रज्ञानिकरैः ।
स एव त्वन्नामाक्षरपरममन्त्रैरविदुषा
मयाऽनायासेनाभिभवमुपयाति प्रतिहतः ॥५०॥

હે ગુરો ! મોહરૂપ જે પિશાચ વિવિધ પઠનવડે તથા તીવ્ર તપવડે વિદ્દ્વર્ગથી પરાભવ પમાડી શકતો નથી, તે જ પિશાચ હું અવિદ્વાન્ છતાં મારાવડે, આપના નામાક્ષરરૂપ પરમમંત્રના પ્રભાવથી, અનાયાસે દબાયલો પરાભવ પામી ગયો છે (૫૦).

शरीरं निर्वीर्यं विषयगदभुक्तं मम गुरो
मनश्चिन्तादग्धं विकलमतिचापल्यसहितम् ।
कथं योगे ज्ञाने मम नु गतिरीशातिकठिने
त्वदीयं नामैकं जयति भवनौसाधनमिदम् ॥५१॥

મારું શરીર બલવિનાનું અને વિષયરૂપ રોગથી ગ્રસ્ત છે, અંતઃકરણ ચિન્તાથી દગ્ધ થયેલું છે, તથા વિહ્વલ બુદ્ધિની ચપલતાથી યુક્ત છે: આથી, હે ઈશ ! અતિકઠિન યોગ અને

ધ્યાનમાં મારો પ્રવેશ શી રીતે થાય? ખરેખર મારે તો સંસારસમુદ્ર તરવામાં આપના નામરૂપ નૌકા જ પરમ સાધન છે (૫૧).

सुकीर्त्यास्ते गाने रसिकहृदयैः शिष्यनिकरैः
करैः स्पृष्टा शीघ्रं गुणरणनपुण्यान्मृतपशून् ।
सुसारंगीतन्त्रीर्नयति नितरां देवसदनं
कथं धन्या न स्युः स्तुनगुणगणाश्रवेनजनाः ॥५२॥

(શ્લોક ૫૨ તથા ૫૩માં કવિ શ્રીઇષ્ટગુણકીર્તનમહિમાનું વર્ણન કરે છે.)

રસિક હૃદયવાળા શિષ્યોએ આપની પવિત્ર કીર્તિનું ગાન કરવા અર્થે હાથવડે સ્પર્શમાં આણેલી સારંગીનો તાર આ-

પના ગુણકીર્તનવડે પવિત્ર બનેલાં મૃત પશુઓને ( સારંગીના તાર બનાવવામાં જે પશુઓનાં આંતરડાંનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તેને ) સ્વર્ગપ્રાપ્તિ અવશ્ય કરાવે છે, તો આપના ગુણસમુદાયનું કીર્તન કરનાર સચેતન મનુષ્યો કૃતાર્થ કેમ ન કહેવાય ? ( ૫૨ )

**मृदङ्गस्ते भक्तैर्भजनसमये हे नरहरे**
**हतश्चर्मण्येवं तव गुणगणोद्गात्रनुचरः ।**
**पशून् पञ्चत्वप्तान् गमयति सुरत्वं हि सुतरां**
**कृतार्थास्ते ये स्युस्तव पदयुगे लग्नमनसः ॥५३॥**

હે નૃસિંહ ! ભજનકાલે આપના ભક્તજનવડે વગાડવામાં આવતે, અને આપના ગુણસમુદાયનું ગાન કરનાર પુરુષના

અનુચરરૂપ મૃદંગ પોતે જે પશુઓના ચર્મનો બનેલો છે તે મૃત પશુઓને દેવપદની અવશ્ય પ્રાપ્તિ કરાવે છે, તો આપના ચરણયુગલમાં વિલીન ચિત્તવાળા પુરુષો કૃતાર્થ થાય એ સ્વાભાવિક છે (૫૩)

**विरुद्धे प्रारब्धे विपदवसरे घोरविषमे**
**विकारे बन्धूनां कनकधनकानां धनहृतौ ।**
**त्वदीयाज्ञाभङ्गाज्जनितकुजनासंगदहने**
**त्वमेवासि त्राता नरहरिगुरोऽतीव सदयः ॥५४॥**

(શ્લોક ૫૪, ૫૫ તથા ૫૬ માં કવિ શ્રીઇષ્ટના રક્ષિતૃધર્મના મહિમાનું વર્ણન કરે છે.)

જ્યારે પ્રારબ્ધ અવળું થાય, ઘોર કષ્ટ આપનાર વિપત્તિ-

નો અવસર આવે, સુવર્ણના લોભવાળા સ્વજનોનાં અંતઃકરણ દ્રવ્યના નાશકાલે વિકારી થાય. અર્થાત્ સ્નેહશૂન્ય બને, તથા જ્યારે આપની આજ્ઞાના ભંગથી પ્રાપ્ત થતા દુર્જનોના સંબંધથી પ્રકટ થતા સંતાપનો સમય હોય ત્યારે હે નૃસિંહસદ્ગુરો ! આપ જ અનિદયાલુ રક્ષણ કરનાર છો (૫૪).

प्रदत्तेऽप्युद्बोधे निजकुमतिजन्याद्धठबलाद्
निमग्नानां कष्टे सदय इह को रक्षणपरः ।
कृपाकूपारोऽयं नरहरिगुरुः क्षान्तिनिलयः
स एव त्राताऽस्ति प्रचुरतमसंकष्टशमनः ॥५५॥

તત્ત્વનો બોધ આપ્યાં છતાં પણ પોતાની કુમતિથી ઉત્પન્ન થયેલા દુરાગ્રહના બલવડે દુઃખમાં ડુબેલા મનુષ્યોને દયાલુ

થઇ કોણ રક્ષણ કરવા તત્પર છે? (ઉત્તર) કરુણાના સમુદ્રરૂપ અને શાન્તિના નિવાસરૂપ. એક શ્રીનરહરિગુરુજ છે, અને ઘણાં ગાઢ દુઃખોને શમાવનાર તે જ રક્ષક છે (૫૫).

**कृते स्वाज्ञाभङ्गे भयकरकृतान्तोपमरुषो**
**विमूढेषु शिष्येष्वसहनहृदः सन्ति गुरवः ।**
**महादोषे शिष्येऽप्यतिकरुणया त्राणकुशलो**
**नृसिंहः प्रेमार्द्रो मधुराहितवाक्यश्च सहनः ॥५६ ।**

પોતાની આજ્ઞાનો ભંગ થાય ત્યારે ભયંકર યમના જેવા ક્રોધ કરનારા, અને મૂઢ શિષ્યોપ્રતિ અસહિષ્ણુ પ્રકૃતિવાળા આ જગત્માં ગુરુઓ ઘણા છે, પણ મહાદોષવાળા શિષ્યપ્રતિ અતિકરુણાવડે રક્ષણ કરવામાં કુશલ, સ્નેહાર્દ્ર અંતઃકરણવાળા,

અને મધુર તથા હિતકર વાણીને બોલનાર તથા ક્ષમાવાળા તો શ્રીનૃસિંહ જ છે (૫૬).

विदेहावस्थानां भवति भवमोक्षात्सुखमिति
प्रसिद्धं सर्वत्र त्वदनुकथनानुष्ठितिबलात् ।
त्वया स्वद्वात्सल्याद्धृतकरलतानां तु भयदे
कुयोनिक्रान्तेऽस्मिन् भवसरणमार्गेऽप्यविकृतिः ॥५७॥

(શ્લોક ૫૭ તથા ૫૮ માં કવિ શ્રીઇષ્ટવાત્સલ્યમહિમાનું વર્ણન કરે છે.)

આ સંસારની નિવૃત્તિથી વિદેહ અવસ્થામાં ગયેલા જનોને સુખ થાય છે એમ સર્વત્ર પ્રસિદ્ધ છે. પરંતુ વાત્સલ્યવડે આપે જેમની કરલતાને આશ્રય આપ્યો છે તેવા સાધકોને, આપના

અનુશાસન પ્રમાણે કરેલા અનુષ્ઠાન અર્થાત્ સાધનના બલવડે દુઃખદ યોનિઓથી ભરપૂર અને ભય આપનાર જન્મમરણાદિ સંસારના માર્ગમાં પણ અવિકારજન્ય સુખ હોય છે (૫૭).

सुविद्यासंपूर्णे त्रिभवगणयुक्ते तु गुरवो
भवन्ति स्नेहार्द्रा इति भुवि मयालोकितमिह ।
तथापीमं शून्यं जनमखिलविद्यादिविभवैः
समालिंग्योत्पन्नास्तव नयनयोः स्नेहसरितः ॥५८॥

આ જગત્માં મારા જોવામાં આવ્યું છે કે સદ્વિદ્યાથી યુક્ત તથા મોટા વિભવવાળા શિષ્યને જોઈ ગુરૂઓ સ્નેહથી આર્દ્ર થાય છે, પરંતુ કોઈ પણ પ્રકારની વિદ્યા, ગુણઆદિ વિભવવિનાના આ જનને આલિંગન કરી આપના નેત્રમાંથી સ્નેહની

નદીઓ વહે છે!!!(૫૮)

कलौ घोरेऽरण्ये कुमतिकुतरूणां च निचये
दुराचारस्तेने कुगुणपशुपीडेऽतिगहने ।
तथा कौलाचारैरतिकुटिलमार्गे नरहरे
विशुद्धं पन्थानं दिशसि खलु कल्याणकरणम् ॥५९॥

(શ્લોક ૫૯ તથા ૬૦ માં કવિ શ્રીહરના ઉપદેશકધર્મના મહિમાનું વર્ણન કરે છે.)

આ કલિરૂપ ઘોર અરણ્ય કે જેમાં દુર્મતિરૂપ કુત્સિત વૃક્ષોના સમૂહ છે, દુરાચારરૂપ ચોર રહ્યા છે, દુર્ગુણરૂપ પશુઓની પીડા થાય છે, અને કૌલાચારરૂપ અત્યંત વક્ર માર્ગ છે તે અતિગહન અરણ્યમાં, હે નૃહરે! આપ નિઃસંશય પવિત્ર તથા

કલ્યાણકર માર્ગનો ઉપદેશ કરો છે (૫૯)

कालिध्वान्ताक्रान्ताश्च कुगुरुकुसिद्धान्तकलुषाः
समस्ता राद्धान्ता विषयमयपाखण्डविकलाः ।
तथाऽप्येकस्त्वं हि प्रभुरसि सुसिद्धान्तनिलयः
सदाचाराधारो भवमरणविच्छेदनपरः ॥६०॥

સઘળા સિદ્ધાન્તો કલિકાલના અંધકારથી યુક્ત થયેલા, અયોગ્ય ગુરુઓના વિચારથી મલિન થયેલા, તથા વિષયોથી ભરપૂર પાખંડોવડે શોભાવિનાના થઇ રહેલા છે; તો પણ સત્સિદ્ધાન્તના ભુવનરૂપ, સદાચારના આધારરૂપ, અને જન્મ મરણનો નાશ કરવામાં તત્પર આપ એક જ જગત્માં શોભી રહ્યા છો (૬૦).

पित्रा माता भ्राता सुतनयसुमित्रे च भगिनी
न च स्नेहोत्पीडाः स्वजनसुहृदो बन्धुनिकराः ।
हितं कुर्युर्यादृक् त्वममितकृपासिन्धुनृहरे !
करोषि त्वत्पादांबुजरतशिशोः सर्वहितदः ॥६१॥

(श्लोक ६१ तथा ६२ मां कवि श्रीइष्टना हितकर्तृत्वधर्मना महिमानुं वर्णन करे छे.)

अपार कृपाना सागररूप हे नृहरे! सर्व हितने आपनारा आप, आपना चरणकमलमां प्रीतिवाळा शिष्यनुं जेटलुं हित करो छो, तेटलुं पिताथी, माताथी, भाइथी, सुपुत्र तथा सुमित्रथी, बहेनथी, स्नेहथी ऊभराइ जता स्वजनथी तथा प्रत्युपकारनी आशा नहि राखनारा सुहृद्थी, तेमज बन्धुसमुदायथी थतुं नथी (६१).

महेशत्वादेकं गुरुपदमथोच्चैः परतरं
महेशस्त्वं तस्माद्गुरुपदधरो भासि भगवन् ।
स्वशिष्याणां श्रेयः परमपदलाभाय सततं
तनोषि श्रेष्ठस्त्वं सकलभयभारं च हरसि ॥६२॥

સર્વોત્કૃષ્ટ ગુરુપદ શ્રીમહેશ્વરમાં જ સંભવે છે, અર્થાત્ પરમ ગુરુતા શ્રીમહેશ્વરમાં જ હોય છે; આપ શ્રીમહેશ્વર જ છો, તેથી હે ભગવન્! ગુરુપદને ધારણ કરો છે. આપ કે જે શ્રેષ્ઠ છો તે સ્વશિષ્યોને મોક્ષપદ આપવાના હેતુથી સર્વદા તેમનું કલ્યાણ સાધો છો, અને તેમના સઘળા ભયભારને હરો છો (૬૨).

(શ્લોક ૬૩ તથા ૬૪ માં કવિ શ્રીઇષ્ટના ઔદાર્યધર્મના મહિમાનું વર્ણન કરે છે).

विना ग्रन्थं ज्ञानं वितरसि च शिष्येऽतिविशदं
विना वाणीं बोधं जनयसि तथा तस्य हृदये ।
विना यत्नं सिद्धिं परमगहनां यच्छसि गुरो
त्वया दत्ता शिक्षाऽचलपदसुदीक्षेव विदिता ॥६३॥

હે નૃસિંહસદ્‌ગુરો ! આપ ગ્રંથવિના અત્યંત નિર્મલ જ્ઞાનને શિષ્યમાં પ્રકટ કરો છો; વાણીવિના તેના હૃદયમાં વસ્તુનું ભાન કરાવો છો; યત્નવિના પરમગહન મોક્ષરૂપ સિદ્ધિનું દાન કરો છો; આમ હોવાથી, આપની અપૂર્વ શિક્ષણ આપવાની પદ્ધતિ અચલ પદપ્રાપ્તિની સર્વોત્તમ દીક્ષા જ ગણાય છે (૬૩).

(ગ્રન્થાદિ પ્રસિદ્ધ કારણવિના જ્ઞાનાદિ કાર્યની ઉત્પત્તિના કથનરૂપ 'વિભાવના' અલંકારનો શ્લોકમાં પ્રયોગ છે.)

अयं दत्तो देहो जननिजनकाभ्यां नरहरे
जराव्याधिव्याधैर्मरणशरलक्षीकृततया ।
न सौख्यैकस्थानं भवति स तु कारागृहसम-
स्त्वया दत्तं ज्ञानं ह्युभयविधमोक्षाय भवति ॥६४॥

હે નરહરે! માતાપિતાથી અપાયલો લોકપ્રસિદ્ધ દેહ, જરા તથા વ્યાધિરૂપ પારધીઓવડે મરણરૂપ બાણથી તકાયલો હોવાથી સુખના એકાન્તસ્થાનરૂપ નથી, પણ બંધીખાના જેવો છે. પણ આપે આપેલું જ્ઞાન તો બંને પ્રકારના મોક્ષને અર્થાત્ જીવન્મુક્તિ તથા વિદેહ કૈવલ્યને પ્રકટ કરનાર થાય છે (૬૪).

(લોકપ્રસિદ્ધ માતાપિતા કરતાં જ્ઞાનપ્રદાતા ગુરૂની ઉત્કૃષ્ટતા આ શ્લોકમાં ધ્વનિત થાય છે.)

अहो पौनःपुन्यं मम कुचरितानां नरहरे
दयानन्त्यं तेऽपि क्षमितुरधिदेवस्य परमम् ।
न चेदेवं स्यात्तन्मम गतिरहो कैव हि भवेत्
क्षमा मानातीता जयति तव विश्वंभर गुरो ॥६५॥

( આ શ્લોકમાં કવિ શ્રીઈશ્વક્ષમામહિમાનું વર્ણન કરે છે. )

હે નૃહરે ! અહો મારા દુષ્ટ કૃત્યોનું પુનઃ પુનઃ આચરણ અને તેવુંજ અદ્ભુત આપ સર્વેશ્વરનું અને ક્ષમાસાગરનું કારુણ્ય !! જો આપનું કારુણ્ય એવું ન હોય તો મારી શી ગતિ થાય ? હે વિશ્વંભર ગુરો ! આપની અપરિમિત ક્ષમાનો જય જયકાર છે ( ૬૫ ).

अनेकक्षीराम्भोनिधिनिधिसुताहैमगिरय-
स्तथाऽनेकाच्छश्रीहिमगिरिसुताशम्भुवृषभाः ।
तथाऽनेकेन्दुश्रीसुरसरित ईशान नृहरे
यशस्तुल्यत्वं ते क्वचिदपि न गच्छन्ति भगवन् ॥६६॥

( આ શ્લોકમાં શ્રીઇષ્ટયશોમહિમાનું વર્ણન કરે છે. )
હે ભગવન્ ! હે ઈશાન ! હે નૃસિંહ ! અનેક ક્ષીરસાગર-લક્ષ્મી, તથા અનેક હિમાલય, શુદ્ધ દ્યુતિવાળાં હિમાલયનાં પુત્રી પાર્વતી, શંકર અને તેમનો વૃષભ, તથા અનેક ચન્દ્રમા અને ગંગાની દ્યુતિ પણ આપના યશની શુભ્ર દ્યુતિસમાન નથી(૬૬).

न पश्यन्ति प्राज्ञाः स्वमतिमहिमासक्तमनसो
न सिद्धा नो देवा न च पठनसक्ता बलयुताः ।

धनाढ्या नो शूरा विविधविभवा नैव नृहरे
यथा पश्यन्ति त्वां सकलरहिता दीनशिशवः ॥६७॥

(શ્લોક ૬૭ થી શ્લોક ૭૨ પર્યન્ત કવિ શ્રીઇષ્ટના મહિમાનું સામાન્યતઃ વર્ણન કરે છે. )

જેવી રીતે સકલ લૌકિક સંપત્તિવિનાના, અર્થાત્ અકિંચન દીન બાલકો આપને જોણે છે, તેવી રીતે હે નૃહરે ! પોતાની બુદ્ધિના મહિમામાં આસક્ત ચિત્તવાળા ડાહ્યા મનુષ્યો, સિદ્ધ જનો, દેવો, શાસ્ત્રોના અધ્યયનમાં લીન થયલા વિદ્વાનો, બલવાન્ પુરુષો, અને અતિ ધનવાન્, શૂરાઓ તથા વિવિધ વિભવવાળાઓ પણ જાણતા નથી (૬૭).

त्वदग्रे कल्याणं सकलशुभवस्तूनि च गुरो
अलं तस्मात्किंचिद्विरलमुपहाराय न भवेत् ।

त्वदग्रे नो चिन्ता क्वचिदपि ततः साऽतिविरला
नवीना मे हृत्स्था भवत उपहारीभवतु सा ॥ ६८ ॥

હે ગુરો ! આપના આગળ સર્વકલ્યાણકારી અને પુણ્યરૂપ વસ્તુઓ પુષ્કલ છે, તેથી તેમાંથી તો કાંઇ વિરલ વસ્તુ આપને ઉપહાર આપવા યોગ્ય નથી; પણ આપની પાસે ચિન્તા કદાપિ રહેતી નથી અને તેથી તે અતિવિરલ છે, માટે મારા હૃદયમાં રહેલી આ નવીન ચિન્તારૂપ પદાર્થ આપને ઉપહાર થાઓ (૬૮).

(કવિનો ભાવ એવો છે કે ઇષ્ટને અર્પણ કરવા યોગ્ય વસ્તુ વિરલ અને નવીન હોવી જોઇએ. સર્વ કલ્યાણમય શુભ વસ્તુઓની શ્રીઇષ્ટપાસે ખોટ નથી, માટે તેવી વસ્તુઓ વિરલ અને નવીન ગણાય નહિ, તેથી પોતાની ચિન્તા શ્રીઇષ્ટને અર્પણ કરવા યોગ્ય ગણે છે. વળી અમંગલ વસ્તુ ઇષ્ટ પાસે કદી રહેતી નથી, તેથી ચિન્તારૂપ

અમંગલ વસ્તુ ઈષ્ટ પાસે અપાયા છતાં પણ રહેવાની નહિ, તેથી આ અર્પણરૂપ ક્રિયા બંને પક્ષથી લાભકારક છે.)

**गुरो माहात्म्यं ते सकलनिगमेषु प्रविदितं**
**स्मृतीनां संघाते कथितमपि पुण्यैर्मुनिवरैः ।**
**पुराणेषु स्पष्टं प्रथितमितिहासेष्वपि वरं**
**षडाम्नायेऽपीश स्फुटतरमिवाभाति भगवन ॥६१॥**

હે નૃસિંહભગવન્! આપનું મહાત્મ્ય સકલ શ્રુતિઓમાં વિખ્યાત છે, સ્મૃતિઓના રાશિમાં પવિત્ર ઉત્તમ મુનિઓથી વર્ણાયલું છે, પુરાણોમાં સ્પષ્ટ છે, ઈતિહાસોમાં રૂડી રીતે લખાયલું છે, અને હે ઈશ! ષટ્ દર્શનામાં પણ અધિક સ્ફુટપણે પ્રકટ છે (૬૧)

ममाल्पिष्ठा बुद्धिर्लघु मन इदं गीर्मितबला
महिष्ठं माहात्म्यं तव हरिहराद्यैरपि नुतम् ।
कथं पारं यातुं महिमजलधौ तेऽस्मि सबलो
निमग्नोऽहं धन्यो महिमजलसिन्धौ तव गुरो ॥७०॥

મારી બુદ્ધિ અત્યંત અલ્પ છે, મન બલવિનાનું છે, વાણી સમર્યાદ બલવાળી છે, આપનું માહાત્મ્ય તો હરિહરાદિથી પણ સ્તુતિ કરવા યોગ્ય તથા અનવધિ વિસ્તારવાળું છે; આથી આપના મહિમારૂપ સિન્ધુના પારને પામવા હું કેવી રીતે સમર્થ થાઉં? ત્યારે, હે ગુરો ! એ સિન્ધુમાં ડૂબેલો હું પોતાને ધન્ય સમજું છું ( ૭૦ ).

यथा दीपः पात्रं कनकरचितं मृण्मयमुवा

न जानीते तैलं घृतमवरजं स्नेहमथवा ।
परं त्वेकां वर्तिं गुरुवर सदा श्लिष्यति तथा
परं ज्योतीरूपस्त्वमसि नृहरे भक्तिवशगः ॥७१॥

જેમ દીપ, પાત્ર સોનાનું છે કે મૃત્તિકાનું છે, પાત્રમાં રહેલી વસ્તુ તેલ છે, ઘી છે, કે બીજા કશા પદાર્થના ચીકણો રસ છે તે જાણતો નથી, પણ માત્ર દીવેટને જ વળગે છે, તેમ હે નૃહરે ! પરમ જ્યોતીરૂપ આપ માત્ર ભક્તિને અધીન રહો છો (૭૧).

सुखं दुःखं दत्वा कृतिफलगदघ्नं सदगदं
विमुक्त्यारोग्यं त्वं जनयसि निजानां नरहरे ।
महावैद्यो मात्रानियमकुशलस्त्वं न हरासि
शिशोः श्रद्धाशक्तिं मितिनियममुत्क्रम्य दयया ॥७२॥

કર્મના ફલરૂપ આધિવ્યાધિને હણનાર ઉત્તમ ઔષધરૂપ સુખ અને દુઃખને આપી આપ, હે નૃહરે ! શરણાગતને વિમુક્તિરૂપ આરોગ્યનું દાન કરો છો. આપ માત્રાના નિયમોમાં કુશલ મહોટા સંસાર વૈદ્ય છો, કેમ કે દયાવડે માત્રાના નિયમનું ઉલ્લંઘન કરી બાલકની શ્રદ્ધાશક્તિને આપ હરતા નથી (૭૨).

**फलं किं नत्रस्य त्वदनुपममूर्तीक्षणमिदं**
**फलं किं घ्राणस्यामलचरणनिर्माल्यसुरभिः ।**
**फलं किं वक्त्रस्येश्वर ननु तवोच्छिष्टविघसः**
**फलं किं जिह्वायास्तव गुणकथाः श्रीनरहरे ॥७३॥**

(શ્લોક ૭૩, ૭૪, તથા ૭૫ માં કવિ ઇન્દ્રિયાદિના સાર્થક્યનું વર્ણન કરે છે. )

નેત્રનું ફલ શું ? આપની અનુપમ મૂર્તિનું દર્શન, ઘ્રાણે-

ન્દ્રિયનું ફલ શું ? આપના વિમલ પદના નિર્માલ્યનો સુગંધ ગ્રહણ કરવો તે; મુખનું ફલ શું ? હે ભગવન્ ! આપના ઉચ્છિષ્ટનું પ્રાશન; રસનાનું ફલ શું ? હે નૃહરે ! આપના ગુણોની કથા (૭૩).

फलं किं श्रोत्रस्य श्रवणमिह ते पुण्ययशसां
त्वया कारुण्येनोदितहितकरादेशवचसाम् ।
फलं किं शीर्षस्य त्वदयपदधूलीसहितता
त्वदीयादादेशात्त्वरितमथ तत्कृन्तनमपि ॥७४॥

શ્રોત્રનું ફલ શું ? આ સંસારમાં પવિત્ર યશવાળાં, આપે કરુણાવડે કહેલાં હિતકર ઉપદેશરૂપ વાક્યોનું શ્રવણ; મસ્તકનું ફલ શું ? આપના કલ્યાણમય ચરણની ધૂલિથી યુક્ત થવું તે, તથા આપની આજ્ઞાથી તેનું સત્વર કપાવું તે (૭૪).

फलं दोर्युग्मस्य प्रपदपरिपूजा तव गुरो
फलं चांघ्र्योरेकं तव हि परिचर्यादिकरणम् ।
फलं चित्तस्यैकं तव सुखमयध्यानमचलं
फलं देहस्यैकं तव सुकरुणाप्राप्तिरखिला ॥ ७५ ॥

બાહુઓનું ફલ શું ? હે ગુરો ! આપના ચરણના અગ્રભાગની યથાવિધિ પૂજા કરવી તે; પગનું પરમ ફલ શું ? આપની સેવાઆદિનું અનુષ્ઠાન; ચિત્તનું પરમ ફલ શું ? આપનું સુખમય અવિચ્છિન્ન ધ્યાન; દેહનું પરમ ફલ શું ? આપની સર્વ પ્રકારની મંગલમય કરુણા પ્રાપ્ત કરવી તે (૭૫).

त्वदीये पद्मूपे स्मरणयजने हृत्पशुरयं
निबद्धस्तत्रैव प्रहनिमुपयातीश बलये ।

हतं मुक्तं चित्तं भवति यजमानस्य मम तत्
समर्थं मोक्षाय प्रशममयसौख्याय च सदा ॥७६॥

શ્રીઇષ્ટસ્મરણયજ્ઞનું માહાત્મ્ય દર્શાવતાં કવિ કહે છે:—

આપના ચરણરૂપ સ્તંભ સાથે સ્મરણરૂપ યજ્ઞમાં બાંધેલો આ મનરૂપ પશુ ત્યાં જ બલિદાનરૂપે નાશ પામે છે, અર્થાત્ શ્રીઇષ્ટચિન્તનમાં મન વિલાય છે. આ પ્રમાણે અભિમાનીરૂપ યજમાનનો તે મનરૂપ પશુ હણાઈ, સ્થૂલ દેહથી છૂટી નિત્ય તૃપ્તિરૂપ આનંદમય મોક્ષને મેળવવા સમર્થ થાય છે, અર્થાત્ શ્રીઇષ્ટના સ્મરણયજ્ઞમાં મન પોતાનો સ્થૂલભાવ ત્યજી નિર્વાસન બની સાક્ષી આત્મામાં લયને પામી કૈવલ્યની અભિવ્યક્તિ કરે છે (૭૬).

गुरो मामुद्धृत्य त्वमगपशुयोनिभ्य उचितं
मनुष्यत्वं दत्वा स्वयमपि च मां त्रातुमुदितः ॥

 

सदाऽन्नं वस्त्रं मे दिशसि कृपया विश्वभरणो
महाश्रेयोमार्गे नयसि करमादाय त्रिकलम् ॥ ७७ ॥

શ્રીઇષ્ટાવતરણસંકેત સૂચવતાં કવિ કહે છેઃ—

હે ગુરો ! પાષાણાદિ સ્થાવર અને પશુયોનિમાંથી મારો ઉદ્ધાર કરી, ભોગ તથા અપવર્ગની સિદ્ધિ કરાવના યોગ્ય મનુષ્યત્વને પ્રાપ્ત કરાવી, આપ પોતે જ મારું રક્ષણ કરવાને ઉદય પામ્યા છો: હે વિશ્વંભર ! આપ સર્વદા અન્નવસ્ત્રાદિ કૃપાવડે આપો છો અને નિઃશ્રેયસના માર્ગમાં મારા ભુજના કરને ઝાલી આપ લઇ જાઓ છો (૭૭).

सुशिष्याणां प्रज्ञां ननु समवलोक्येश्वर तव
प्रसादस्ते चित्ते भवति रहसीव प्रकटितः ।

महामौर्ख्यं दृष्ट्वा मम हतमतेर्हास्यमुदितं
त्वदीयं त्रैलोक्यं धवलयति नित्यं नरहरे ॥७८॥

(શ્લોક ૭૮ થી શ્લોક ૮૭ પર્યન્ત કવિ અભિમાનના ત્યાગપૂર્વક પોતાની નિકૃષ્ટતાનું વર્ણન કરે છે.)

હે ઈશ્વર! આપના સુશિષ્યોની બુદ્ધિને જોઈ આપના ચિત્તમાં જાણે શુભ રીતે પ્રસન્નતા પ્રકટ થાય છે, પણ હું કે જે જડ બુદ્ધિનો છું તેની પરમ મૂર્ખતાને જોઈ સ્પષ્ટપણે પ્રકટ થતું આપનું હાસ્ય સર્વદા આ ત્રૈલોક્યને ઉજ્જ્વળ બનાવે છે (૭૮)

गतं वान्यं खेलैर्विषयविशिखैर्यौवनमिदं
हतप्रायं मन्ये परमविपदुत्पादनबला- ।

जरा तिष्ठत्यग्रे मरणदयिता किन्तु नृहरे
गुरो त्वं हृत्स्थश्चेन्निखिलमपि तन्मङ्गलमिव ॥७९॥

રમવામાં મારી બાલ્યાવસ્થા વીતી ગઇ, આ યૌવન વિષયરૂપ બાણુવડે લગભગ નાશ પામી ગયું છે, અને મ્હોટી વિપત્તિઓને પ્રકટ કરવાનું જેમાં સામર્થ્ય છે એવી મૃત્યુની પ્રિયા જરાવસ્થા આગળ ઉભેલી છે, તો પણ, હે નૃસિંહ! આપ જો હૃદયમાં વસો છો તો તે સર્વ મંગળરૂપ થઇ રહેશે (૭૯).

महैश्वर्यं स्वामिंस्तव मम तु धैर्यं न हृदये
महापुण्यौघस्त्वं परमपतितोऽहं तु पिशुनः ।
न चाहं ते योग्यस्त्वमनुकृपयैवोचितमिव
खलं शिष्यं मत्वा सुखयसि कृपानाथ नृहरे ॥८०॥

હે સ્વામિન્! આપ મહોટા ઐશ્વર્યવાળા છો, અને મારા હૃદયમાં તો ધૈર્ય પણ નથી; આપ મહોટા પુણ્યના સમૂહરૂપ છો, અને હું તો વિશ્વાસ ન કરવા યોગ્ય પરમ પરમ પાપી છું; આ પ્રમાણે આપને યોગ્ય હું નથી, તો પણ, હે કૃપાનાથ નૃહરે! આપ આ ખલ શિષ્યને યોગ્ય ગણી માત્ર અનુકંપાથી સુખ આપો છો (૮૦).

न मे जातिर्विद्या न च मतिबलं धर्मपरता
न मे श्रद्धा भक्तिर्न च नियमयोगादिकमपि ।
न मे शुद्धिर्ज्ञानं न च तव पदोपासनमपि
ततो दृष्ट्वैकं ते विरुदमवसीश त्वमिह माम् ॥८१॥

હું ઉત્તમ જાતિવાળો નથી, મારે વિદ્યા નથી, બુદ્ધિબલ

નથી, ધર્મપરાયણતા નથી, શ્રદ્ધા નથી, ભક્તિ નથી, નિયમ-યોગાદિક સાધન નથી, શારીર તથા માનસ શુદ્ધિ નથી, તત્ત્વ-જ્ઞાન તથા આપના ચરણની ઉપાસના પણ નથી; તેથી, હે ઈશ ! માત્ર આપના બિરૂદપ્રતિ લક્ષ કરી આપ મારૂં રક્ષણ કરો છો (૮૧).

प्रभो कालानन्त्यात्खगमृगकुकीटादिषु तथा
भ्रमन्वृक्षादीनां जडतरशरीरेषु बहुधा ।
न मुक्तोऽद्यापीश प्रचुरतमपापेन च कलौ
समुत्पन्नोऽहं त्वां गुरुमुपलभे केन विधिना ॥८२॥

હે પ્રભો ! પશુ, પક્ષી, કીટાદિ યોનિમાં, તથા વૃક્ષાદિનાં સ્થાવર અત્યંત જડ શરીરોમાં બહુ પ્રકારે અનન્ત કાલ ભમી મુક્ત થયા વિના કલિયુગમાં પાપસહિત જન્મ પામેલો હું, હે

ઈશ! કેવે પ્રકારે આપને શ્રીમદ્‌ગુરૂરૂપે પ્રાપ્ત કરૂં ? (૮૨).

**न मे षट्संपत्तिः कथमिव भवेन्मेऽधिकृतता**
**ततो वेदान्ताख्यं भवति न हि शास्त्रं श्रवणगम् ।**
**मनोभोगे सक्तं यमनियमहीनं न च ततो**
**भवेद् योगो गम्यो मम नरहरे क्षीणवपुषः ॥८३॥**

મારે શમદમાદિ ષટ્‌સંપત્તિ નથી તેથી અધિકાર જ ક્યાંથી હોય? અધિકારના અભાવે વેદાન્તશાસ્ત્ર શ્રવણગોચર થતું નથી, અંતઃકરણ વિષયોમાં આસક્ત છે અને યમનિયમાદિ સાધન વિનાનું છે; તેથી હે નૃહરે! આ નિઃસત્ત્વ શરીરવાળા મને યોગ પણ સિદ્ધ થતો નથી (૮૩).

(આ તથા આ પછીના બે શ્લોકમાં કૈવલ્યપ્રાપ્તિનાં મથાળાં બહિરંગ અંતરંગ સાધનોનો કવિએ ઉલ્લેખ કર્યો છે. નિત્ય-

નૈમિત્તિકાદિ કર્માનુષ્ઠાનવડે ચિત્તશુદ્ધિ થયા પછી જ્ઞાનાદિ વિચારપ્રધાન, ધ્યાનાદિ ક્રિયાપ્રધાન, અથવા ભજનાદિ મિશ્રમાર્ગના સેવનથી જીવબ્રહ્મનો અભેદસાક્ષાત્કાર શાસ્ત્રમાં વર્ણવ્યો છે. આમાંથી કોઇ પણ માર્ગમાં પોતાની સ્થિતિ ન માનનાર કવિ શ્રીમદ્ગુરુની અકારણ કરુણાનું અવલંબન કરે છે.)

न नित्याख्यं कर्म प्रतिदिनमधैर्याद् भवति मे
ततश्चित्तस्य स्यात्कथममलता नाथ कथय ।
मया नानुष्ठानं कृतमिह तु नैमित्तिकमपि
कथं गार्हस्थ्योत्थो दुरितनिचयो यास्यति लयम् ॥८४॥

પ્રતિદિન અધૈર્યને લીધે મારાથી નિત્યકર્મ થતાં નથી; તેથી, હે નાથ! કહો ચિત્તની નિર્મલતા શી રીતે થાય? મેં નૈમિત્તિક કર્મોનું અનુષ્ઠાન કર્યું નથી, તેથી ગૃહસ્થના સ્વાભાવિક

વ્યવહારજન્ય દોષોનો સમૂહ શી રીતે લયને પામે ? (૮૪).

इयं जिह्वावल्ली भजनफलयुक्ता भवति चेत्
फलं तत्संसारव्यवहृतिमरुत् पातयति च ।
उपायः कः स्वामिन्भवजलधिपाराय नृहरे
विना ते कारुण्यं कलिसमयसंत्रस्तमनसः ॥८५॥

આ જિહ્વારૂપ વેલી ભજનરૂપ ફલયુક્ત થવા આવે છે કે તત્કાલ સાંસારિક વ્યવહારરૂપ વાયુ તે ફલને ખેરવી દે છે; હે નૃહરે! હે પ્રભો! કલિકાલથી ત્રાસ પામેલા ચિત્તવાળા મારે માટે સંસારસાગર તરવામાં આપની કરુણાવિના હવે કયો ઉપાય રહ્યો ? (૮૫).

प्रयत्नैः कुर्वेऽहं प्रविरलमलं चित्तभवनं

प्रभो त्वद्धामाय प्रगुणमिव यान्नृहरे ।
कलिस्तावच्चिन्तां प्रसभमतिगर्ह्यामुपवधूं
निजां पापोत्तापप्रसवनिकटां वासयति भोः ॥८६॥

હે નૃહરે પ્રભો ! મારા અન્તઃકરણ મંદિરને, વાસનારૂપ અંકુરોને દૂર કરી, આપને વાસ કરવા અર્થે, મલરહિત અર્થાત્ સ્વચ્છ અને સુંદર બનાવું છું કે તત્કાલ કલિ, અતિનિંદ્ય ચરિત્રવાળી, અને પાપ તથા સંતાપને જન્મ આપવા માટે ઉન્મુખ થયલી પોતાની ઉપસ્ત્રી ( રાખેલી સ્ત્રી ) ચિંતાને ત્યાં સત્વર વાસ કરાવે છે (૮૬).

भवांभोधौ भीतः सततमविनीतोऽहमधमो
भयध्यानं कुर्वेऽभयकर भवद्ध्यानविमुखः ।
प्रभो सर्वात्रासः शिशुमुकृपया दर्शयसि ते

स्वरूपं भीतिघ्नं बहुभयचयेऽप्यस्मृतमपि ॥८७॥

સંસારસાગરમાં ડુબવાના ભયમાં પડેલો, સર્વદા અવિનયવાળો, અને અધમ હું, હે અભયરૂપ દાન આપનાર! આપના ધ્યાનથી વિમુખ રહી ભયનુંજ ધ્યાન કરૂં છું. તો પણ આપ સર્વાંતર્યામી હોવાથી બાલક ઉપર કૃપા કરી, હે પ્રભો! ઘણા ભયમા સ્મરણમાં પણ નહિ આણેલું એવું આપનું ભયહર સ્વરૂપ દર્શાવો છો!! (૮૭).

(यो यच्चिन्तः स एव सः જે જેનું ધ્યાન કરે છે તે તેના જેવો થાય છે, આ નિયમના અપવાદરૂપ કવિની કલ્પના છે. પોતે ભયનું જ ધ્યાન કરે છે, તો પણ શ્રીઇષ્ટ સર્વાંતર્યામી હોવાથી ભયના ધ્યાનમાં પણ પોતાનું ધ્યાન થતું માની પામર જીવને નિર્ભય સ્વરૂપનું દર્શન આપે છે એ આશ્ચર્ય છે!)

अतीव व्यग्रा मे भवति मतिरापद्गणहता
लयं याति क्षिप्रं पठितमपि संकष्टकलितम् ।
तथाऽप्येकं सौख्यं वितरति तव ध्यानममलं
ततो देहीश त्वच्चरणरतिमच्छामभयदाम् ॥८८॥

શ્લોક ૮૮ થી શ્લોક ૧૦૦ પર્યંત કવિ શ્રીઇષ્ટપ્રતિ યાચના કરતાં કહે છે:—

આપત્તિના સમૂહથી હણાયલી મારી બુદ્ધિ વ્યાકુલ રહે છે, તથા કષ્ટવડે પ્રાપ્ત કરેલી વિદ્યા પણ સત્વર વિલય પામે છે, તો પણ આપનું પવિત્ર ધ્યાન માત્ર અદ્વિતીય સુખને પ્રસરાવે છે, તેથી હે ઈશ! અભય આપનારી આપના ચરણપ્રતિની નિર્મલ નિષ્ઠા મને આપો (૮૮).

वरं मे काष्ठत्वं तव चरणपादूपदगतं

मनुष्यत्वाद् भ्रष्टाचरणविमुखाद् गर्वजननात् ।
वरं स्वल्पायुर्मे तव चरणपूजाकुसुमव-
श्चिरंजीवित्वं नो यदि तव पदासक्तिरहितम् ॥८९॥

આપના ચરણકમલથી વિમુખ થઇ ભ્રષ્ટપણાને પ્રાપ્ત થ-યલા, તથા ગર્વને પ્રકટ કરનાર મનુષ્યત્વ કરતાં આપના ચરણની પાદુકારૂપે કાષ્ઠ બની રહેવું એ મને અધિક રુચે છે, તથા આ-પના ચરણની પૂજામાં અર્પાયલા પુષ્પની પેઠે મારૂં અલ્પ આ-યુષ્ ભલે હો, પરંતુ આપના ચરણકમલપ્રતિ નિષ્ઠાવિનાનું દીર્ઘ જીવન મારે જોઇતું નથી (૮૯).

त्वदीये सांनिध्ये सकलभयशोकाग्निशमने
भयाङ्गारागारो विषयमृगतृष्णानलमयः ।

अयं संसारो मे भवति न हि दुःखाय भगवन्
ततः सांनिध्यं मे सततमिह देहीश्वर गुरो ॥९०॥

હે ભગવન્! સકલ ભય અને શોકરૂપ અગ્નિને શમાવનાર આપના સાનિધ્યરૂપે ભયના અંગારાનો સમૂહ જેમાં છે એવો, તથા વિષયની મૃગતૃષ્ણારૂપ અગ્નિમય આ સંસાર દુઃખના કારણરૂપ થતો નથી, માટે, હે સર્વેશ્વર ગુરો! સર્વદા આ જગત્માં મને આપની સમીપતા આપો (૯૦).

महादुःखार्तानां त्वमसि शरण विश्वविदितं
त्वदन्यं कं यायां शरणमहमापद्गणहतः ।
स्वकं दीनाधारं विरुदममलं वीक्ष्य नृहरे
भव त्राणे मे भो गुरुत्तर सुसज्जो भवरणे ॥९१॥

મહાન્ દુઃખોથી પીડાતા પ્રાણીઓના આપ વિશ્વવિખ્યાત શરણ છો, તો અગણિત આપત્તિઓથી હણાયલો હું આપને ત્યજી અન્ય કોને શરણ જાઉં? હે નૃહરે! દીનના અવલંબનરૂપ આપના નિર્મલ બિરુદપ્રતિ લક્ષ કરી સંસારરણમાં મારા રક્ષણમાટે હે ગુરુવર! આપ સારી રીતે સજ્જ થાઓ (૯૧).

अहं दोलालोलो गवलगलघण्टोपमगति-

र्महामोहो मत्तः प्रबलगवलो हे नरहरे ।

त्रिरागं ते दूतं परमबलमाज्ञापय यतः

स हत्वा तत्कण्ठात्तव हि यजने वादयतु माम् ॥९२॥

હું હીંચકાની પેઠે ઝૂલતો, બળદના કંઠે બાંધેલા ઘંટ જેવો છું, અને મહામોહ એક મત્ત અને બલિષ્ઠ બળદ જેવો છે,

અર્થાત્ મહામોહરૂપ બળદ જ્યાં ગતિ કરે છે ત્યાં મારે તેના ઘંટની પેઠે સાથે ઘસડાવું પડે છે: માટે આપના અતિબલવાન્ વિરાગરૂપ દૂતને મોકલો જે એ મહામોહરૂપ બળદના ગળેથી મારો છૂટકારો કરી આપના યજનમાં મારી યોજના કરે (૯૨).

**मनो मत्तालिर्मे विविधविषयोत्फुल्लकुसुमैः**
**समाकृष्टो भ्रष्टः क्षणमपि न तिष्ठत्यटति च ।**
**स ते पादांभोजद्वयमभयदं सौख्यसदनं**
**कृपाकृष्टः शीघ्रं प्रविशतु गुरो याचितमिदम् ॥९२॥**

વિવિધ વિષયરૂપ વિકસિત પુષ્પોથી આકર્ષાયલો અને તેથી ભ્રષ્ટ થયેલો મારો મનરૂપ મત્ત ભ્રમર ક્ષણભર પણ સ્થિર રહેતો નથી; અને જ્યાં ત્યાં ભમે છે, તે પુનઃ આપની કૃપાથી આકર્ષાઇ આપના ચરણારવિંદયુગરૂપ અભયપ્રદ શાંતિમંદિરમાં

સત્વર પ્રવેશ કરે એ જ, હે ગુરો! આપની પાસે યાચવાનું છે (૯૩).

अहं त्वात्मद्रोही गुरुवर ममोद्धारकरण-
स्त्वमेवास्येको मामपकृतिकरं पाहि भगवन् ।
न शक्यं ते गातुं त्वदुपकृतयो वा गणयितुं
यतो जिह्वा ह्येका मतिरवचनाऽऽयुःपरिमितम् ॥९४॥

દેહાદિ અનાત્મ પદાર્થવિષે આત્મબુદ્ધિ બાંધનાર હોવાથી હું આત્મદ્રોહી છું, એ પાપમાંથી આપ જ, હે ગુરુવર! મારો ઉદ્ધાર કરનાર છો. માટે હે ભગવન્! હું કે જે અપકાર કરનાર છું તેનું આપ રક્ષણ કરો. આપના ઉપકારને ગાવા તથા ગણવાનું બની શકે તેમ નથી, કારણ કે જિહ્વા એક છે, બુદ્ધિ મૂક છે, અને આયુષ્ અલ્પ છે (૯૪).

 

प्रयत्ने त्वां स्मर्तुं हृदयबलहीनोऽहमफलः
समाकृष्टश्चान्यैर्विषयनिकरैः स्थैर्यरहितः ।
न ते साक्षात्कारं गुरुवर लभे किं तु वशधीः
स्वतः सिद्धध्यानः स्मर करुणया मामव पितः ॥९५॥

આપનું સ્મરણ કરવાના પ્રયત્નમાં હૃદ્બલવિનાનો હું નિષ્ફલ થાઉં છું, કેમ કે વિષયસમૂહથી આકર્ષાઇ ચિત્તના સ્થૈર્યને હું ખોઈ બેઠો છું, આથી આપના સાક્ષાત્કારને હું મેળવી શકતો નથી. માટે હે પિતા! આપ કે જે બુદ્ધિઉપર નિયંત્રણ કરનાર છો, અને સ્વતઃ યુક્તયોગી છો તે કરૂણાવડે મારૂં સ્મરણ કરો અને મને રક્ષો (૯૫).

सदा येषां तुष्टिर्जनयति च तुष्टिं तव गुरो
त्वदीयास्ते शिष्या जनहितरताः सिद्धकरुणाः ।

महात्मानस्तेषां भवतु मयि कारुण्यममितं
भवेद् यन्मे चित्ते तव चरणलग्ना दृढरतिः ॥९६।

જેમના ચિત્તની પ્રસન્નતા, હે ગુરો ! આપના પ્રસાદને પ્રકટાવે છે તે સિદ્ધ કરુણાવાળા અને જનહિતમાં પ્રીતિવાળા આપના શિષ્યોની મારા ઉપર અપરિમિત કરુણા થાઓ, જેથી આપના ચરણમાં મારો પ્રેમ દૃઢ થાય (૯૬).

प्रमत्तं मां शिष्यं विषयविषकीटं तृणसमं
चलश्रद्धास्तंभं विकलहृदयं पापकुशलम् ।
महादोषागारं तव चरणसंध्यानविमुखं
विमूढं कारुण्यादव भवभयोच्छेदन गुरो ॥९७॥

હે સંસારના ભયનું ઉચ્છેદન કરનાર ગુરો ! હું કે જે

 

પ્રમાદી શિષ્ય છું, તુચ્છ વિષયવિષના કીટ જેવો છું, ડગેલા શ્રદ્ધારૂપ સ્તંભવાળો છું, અસ્થિર હૃદયવાળો છું, પાપમાં કુશલ છું, મહાદોષોના ભંડારરૂપ છું, આપના ચરણના ધ્યાનથી વિમુખ છું, અને વિમૂઢ છું–તેને આપ કરુણાથી રક્ષો (હાથ).

सुशुभ्रं छत्रं त्वच्चरणकमल मूर्धनि मम
नखज्योत्स्नास्तंबा धवलरुचयश्चामरगणाः ।
दृढो मे विश्वासस्त्वयि मम सुराजासनमलं
तदेवं साम्राज्यं भवतु मम नित्यं हि भगवन ॥९८॥

હે ગુરો ! આપના ચરણ કમલરૂપ અત્યંત શ્વેત છત્ર મારા મસ્તક ઉપર હો: ચરણનખમાંથી નિકળતી જ્યોત્સ્નાનાં કિરણોનું મંડલ શ્વેત વર્ણના ચામર રૂપ થાઓ: આપનામાં અચલ શ્રદ્ધા તે મારૂં સુંદર અપૂર્વ રાજ્યાસન થાઓ: હે ભગવન્!

આ પ્રમાણે મારું સામ્રાજ્ય નિરંતર થાઓ (૯૮).

( આ શ્લોકમાં કાવ્યની ચમત્કૃતિ ' રૂપક ' અલંકારને લીધે છે. )

दिने वा रात्रौ वा परमविभवे वा विपदि वा
गृहे वाऽरण्ये वा स्वजननिकरे वा रिपुषु वा ।
समावौ वोत्थाने मम सममतर्नाथ दिवसाः
कदा त्वत्सांनिध्ये निमिष इव यास्यन्ति नृहरे ॥९९॥

હે નૃહરે ! દિવસે અથવા રાત્રિના સમયે, શ્રેષ્ઠ વિભવના અથવા વિપત્તિના પ્રસંગે, ગૃહમાં અથવા અરણ્યમાં સ્વજનોના-સમૂહમાં અથવા શત્રુઓમાં, સમાધિસ્થિતિમાં અથવા ઉત્થાનની દશામાં, હે નાથ ! સમબુદ્ધિવાળા થયેલા, મારા દિવસો આપની સંનિધિમાં નિમેષની પેઠે ક્યારે વહ્યા જશે ! (૯૯)

ममत्वं मे हृत्वा वितर च समत्वं सुखकरं
शिरो मे नम्रं तत्तत्र चरणपीठं कुरु गुरो ।
मनो मेऽदर्पत्वाद् भवतु तव सद्दर्पणमिव
स्थिरा मूर्तिर्यस्मिन् भवतु तव सर्वेष्टवरद ॥१००॥

હે ગુરો! મારૂં મમત્વ હરીને શાંતિકર સમત્વ અર્પો; મારા નમ્ર શિરને આપના ચરણના પીઠરૂપે બનાવો; મારૂં મન નિરભિમાન થઇ આપના સુંદર દર્પણ જેવું થાઓ, કે જેથી તેમાં સર્વ ઇષ્ટ વરોને આપનારી આપની મૂર્તિ સ્થિર પ્રતીત થાય (૧૦૦).

नमस्ते भोः स्वामिन् गुरुवर महापूज्यचरण

**तथा स्वस्ति श्रीमन्नरहरिमहाराज मम ते ।**

**स्वधा ते पूर्वेषामपि परमपित्रेऽस्तु सततं**

**तथा स्वाहा ते भोः सकलसुरमुख्याय भगवन् ॥१०१॥**

(શ્લોક ૧૦૧, ૧૦૨, તથા ૧૦૩ થી કવિ પોતાની કૃતિનો ઉપસંહાર કરે છે.)

હે સ્વામિન્! પરમપૂજ્યપાદ ગુરુવર! આપને નમસ્કાર હો; હે નરહરિમહારાજ! આપને માટે સ્વસ્તિવાચન હો; હે પુરાતન પિતર! આપને સતત સ્વધા હો; હે ભગવન્! સર્વ દેવના પ્રમુખ આપને સ્વાહા હો. ૧૦૧.

(નમસ, સ્વસ્તિ, સ્વધા અને સ્વાહા એ સર્વ કલ્યાણવાચક શબ્દો છે, પરંતુ તેના ઉપયોગ ભિન્ન ભિન્ન સ્થળે થાય છે. બ્રાહ્મણને

નમસ્કાર થાય છે. સ્વસ્તિ શબ્દનો પ્રયોગ દાન આપનાર રાજા-આદિને થાય છે, સ્વધા પિતૃઓને થાય છે, અને સ્વાહા દેવતા-દિને થાય છે. અત્ર કવિની ઈષ્ટરૂપ વસ્તુ ગુરુવર હોવાથી પૂજ્ય બ્રાહ્મણ છે, યોગક્ષેમનું વહન કરનાર હોવાથી મહારાજ છે, આદિ-પૂજ્ય હોવાથી પ્રાચીનતમ પિતૃ છે, અને મહેશ્વર હોવાથી સર્વ દેવોના અગ્રગણ્ય છે. આ કારણથી સર્વ કલ્યાણકર શબ્દો એમના સંબંધમાં ચરિતાર્થ થાય છે. )

मालिनीवृत्तम ।

**मम वपुषि भवेयुर्लोमकूपेषु जिह्वाः**
**पुनरपि विधिजानां कोटिशः कोटयोऽपि ।**
**प्रतिमुखरसनाग्रे सर्वदा मंत्रमन्तु**
**तदलमपि न गातुं ते गुणान्श्रीनृसिंह ॥१०२॥**

મારા શરીરના પ્રત્યેક રોમકુપમાં જિહ્વાઓ હોય, અને સરસ્વતીઓની અનંત કોટિઓ હોય સરસ્વતી પ્રત્યેક જિહ્વામાં વસે, તોપણ, હે શ્રીનૃસિંહ ! આપના ગુણ ગાવાને તે સમર્થ થાય તેમ નથી (૧૦૨).

अतिमिति जलतत्त्वं तेजसा रंजितं च
भवति सुपरिपूर्णं भूमिपात्रे प्रयत्नात् ।
पवनलहरिरूपा वर्णिका खं सुपत्रं
न हि तदलमसंख्याः शारदाः कीर्तिलेखे ॥१०३॥

અપાર જલતત્ત્વ તેજસતત્ત્વથી રંગાઇ પૃથ્વીતત્ત્વરૂપ પાત્રમાં પ્રયત્ને કરી ભરપૂર ભરવામાં આવે, વાયુની લહરીઓ લેખિનીરૂપ હોય, આકાશ સુંદર પત્રરૂપ હોય, અને અસંખ્ય સરસ્વતીઓ

લખનાર હોય, તો પણ આપની કીર્તિના વર્ણનઅર્થે તે સર્વ શક્તિ-
માન્ થાય એમ નથી (૧૦૩).

(છેલ્લા બે શ્લોકોમાં यदर्थोक्तौ च कल्पनम् એ શ્રીમમ્મ-
ટાચાર્યના ૮૦ પ્રમાણે અસંભાવ્યમાન અર્થની ચમત્કારજનક
કલ્પના કરેલી તેના અતિશયોક્તિ અલંકાર છે. જેમ કાવ્યમાં વર્ણ-
વેલા પ્રસંગ અસંભાવ્યમાન છે તેમ શ્રીકૃષ્ણના અપૂર્વ મહિમાનું
સર્વાંશે વર્ણન કરવું પણ અસંભવરૂપ છે એ તાત્પર્ય નિકળે છે.
છેલ્લા શ્લોકમાં, પ્રસિદ્ધ 'મહિમ્નઃસ્તોત્ર'ના असितगिरिसमं स्यात्
એથી આરંભ થતા શ્લોક કરતાં ચારુતાતિશય અને કલ્પનાતિશ-
યનો સમાવેશ છે એ વિચારવાનને સહજ સ્પષ્ટ થશે. )

इति श्रीमन्नृसिंहाचार्यवर्यचरणसरोजरेणुरचितकवित्वतिलकेन नगीनवर्मणा निर्मितं श्रीसद्गुरोर्महिम्नः स्तोत्रं समाप्तम् ॥

# श्री सनातन धर्म पाठमाळा प्रथम मणिका

આ ચોપડી સનાતન ધર્મના અડગ અનુયાયી ધર્મધાર નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીની પ્રશસ્ત લેખીનીથી લખાયલી છે. આ પાઠમાળામાં સનાતન હિંદુ ધર્મના સ્વરૂપનો યથાર્થ બોધ થાય એવા પાઠો ગુરૂ શિષ્યના સંવાદ રૂપે યોજવામાં આવ્યા છે: હિંદુ ધર્માનુયાયી સજ્જનોને અવશ્ય મનન કરવા યોગ્ય છે. ચોપડી મંગાવનારે ૦-૨-૬ ની ટીકીટ બીડી મંગાવી લેવી.

સંપાદક—" મહાજ્યોતિ "—અમદાવાદ.

# "श्री महाज्योतिः" मासिक पत्र

**લવાજમ. રૂ. ૨.**

મુખ્ય લેખક—ધર્મવીર નગીનદાસ. પુ. સંઘવી.

સનાતન હિંદુ ધર્મના સર્વોત્કૃષ્ટ સિદ્ધાન્તોનું મંડન કરનાર અને પ્રતિ પક્ષીઓનું પ્રબળ પ્રમાણે ખંડન કરનાર આ શ્રીમહાજ્યોતિઃ માસિકમાટે અભિમાન ધરાવી પોતે ગ્રાહક થઈને અને સંબંધીઓને આ માસિકના ગ્રાહક બનાવીને શ્રીસનાતન હિંદુ ધર્મને સહાયતા કરવી એ સનાતન હિંદુ ધર્મીઓનું પરમ કર્તવ્ય છે. તે મળવાનું સરનામું:—

સંપાદક—શ્રી"મહાજ્યોતિઃ"—વાઘેશ્વરની પોળ—અમદાવાદ